શ્રી

પેટન્ટ પુસ્તક નામે

રાવ કવીની

# રંગતો

રચી છપાવી પ્રસિદ્ધ કર્તા.

બ્રહ્મભટ્ટ રાવ કવી અંબાલાલ પ્રહલાદજી.

નિવાસી નડિયાદ.

દોહરો.

શી જરૂર છે સવત તણી, સને તણું શું કામ છે.
તારીખ કે તિથી કથી, ગમ્મત તણું જ ગુદામ છે.
પ્રત્તો વળી પુષ્કળ બની, દર્પણ સમા દેખાવની.
જેમાં રજીસ્ટર છે રચેલી, રંગતો કવિ રાવની.

સંવત ૧૯૮૨ સને ૧૯૨૬

આવૃતી પહેલી. પ્રત ૨૦૦૦

કીંમત ૦-૪-૦

ધી શારદા વિજય પ્રીન્ટીંગ પ્રેસમાં શાહ હરજીવનદાસ
અમરસીએ છાપી અમદાવાદી બજાર-નડીઆદ.

Comic Poet



રાવ કવિ.

# Certificate.

Mr. Ambalal P. Rao Kavi competed for prize Drama on recruiting and the select committee found him as one of the best competitors His taste for literature is excellent

GODHRA.
27th November

Sd W. W Smart
Panchmahal Collector &
Rewakantha Political Agent.

# અર્પણપત્રિકા.

## કવાલી.

હતો ભુતકાળમાં હુ ને ભવીષ્યે છું સદા કાયમ
સનાતન શુદ્ધ અવનીમાં પ્રકાસુ સૂર્ય કમ હરદમ
તપુ છું અગ્નીમાં હું ને વિહરતો વ્યોમ પાતાળે
ઝબકતો વીજળી પેરે અનંત શકતીને આધારે
બાંધે હુ છું બંધામાં હું વહુ છું વાયુના જોરે
ધરીને જન્મ બાળકનો રમુ છુ માતને ખોળે
ધરીને સ્વાંગ રૂપાળા નીરાળા ખેલ હું ખેલુ
તરૂવર પહાડમાં હું ને નદીમાં નીર થઇ રેલુ
અમર હુ એકલો વેદાંતના શીદ્ધાંન્ત આધારે
સમર્પું આજ પોથી હું પડીને ચર્ણમાં મારે.

Comic Poet-રાવ કવી.

# વર્તમાનનો વર્તારો

## કોમળ કવાલી.

રાગ રંડી ગાયછે તેવો.

કળીમાં કેમ થાશે તે પ્રભુએ પહેલ જાણ્યું તું
કવિતા શું લખાશે તે કવિ રાવે પ્રમાણ્યું તું
તજી સૌ અહાર દાણાનો, પરાણે પ્રાણીઓ હણશે
કમી વૃત્તી કળી માગે, ટીપું એકાદ આપ્યુતુ.—કળીમાં

કુસંપે સર્વ કુટુંબી, કપાશે યાદ ઓ પેરે
જગતના નાથે જાદવ થઇ તરીકુ યુગ તાણ્યુંતુ—કળીમા

ઉપરચાલટ થશે અતની, ભરાશે ભુખ પરમતની
નવા રોગે રડાવાનુ, ઉભા લીટે લખાણુંતુ——કળીમાં

પુરૂષો ભ્રષ્ટ થઇ જાશે, શુરાપણુ ક્ષત્રીઓ તજશે
વૈશ્ય વેપારે છેતરશે, શુદ્રોએ સુખ માંડ્યુંતુ—કળીમાં

તજી ઓઢણી અને છાયલ, વનિતા પહેરશે વાયલ
ગરવી ગુજરાત છોડીને, વીલાયતને વખાણ્યુતુ—કળીમાં

મહા પંડિત ને જોગી, થશે લક્ષ્મી તણા લોભી
ભલી દુનિયાંને ભોળવવા, નવું નીશાન તાણ્યુતું—કળીમાં

નવા પંથો નીકળવાથી, ગુરૂ ચેલા વધી જાશે,
છતાં ના કો કેળવશે, છપક છાપે છપાણુંતુ—કળીમાં

બનાવી ફેર્ડસ ફેશનમાં, યુવાનો નાચશે થનથન
વીવીધ વ્યસનોને વળગ્યાથી, કલેવર તો કટાણુતુ—કળીમાં
કળી કહેતો ફરે સૌને, જુઠા છે જગતના દેવો
નપાસી દેખતુ દોલત, રતુ તારૂ અજાણસુગુ—કળીમાં
રાવ કવી.



## સેરૂપલ કવાલી.

ફર્યુ ભારત નું ભાવી, કમાણી દોડતી આવી
નગી નીરૂવગી કોઈ, બધાના હાથમાં ચાવી
ગયેલી ગર્વ સદીમાં; સુડી વીના ઉડાતુના
ગલુને શોકીઆ જેવા, બની બેઠા બધા નાવી—ફર્યુ
જુવો જુના જમાના મઇ, રીઝે દસશેર દાણા લઇ
ચઢી સચે કમાણા સઇ, બજારે બોર્ડ લટકાવી—ફર્યુ
ઘણા મહીર પુજારી છે, વધુ લગોટધારીઠે
બાલેને બ્રહ્મચારી છે, છતા પણ બારણે બાવી—ફર્યુ
ઉપજ ઓછી ખરચ જાઝુ, ઘરોઘર વાચને વાજુ
દશા આ જોઇને દાઝુ, કહુ શું વાત લંબાવી—ફર્યુ
કહે કવી રાવ દોલતને સમજ તું વાત આ દીલમે
મઝા મારી ગઈ મેફીલમે, ગજલને ક્યાંસુધી ગાવી—ફર્યુ

દેવી જો રાવની રંગત, સજ્જનથી બાંધશો સંગત
મજાનાની પડી પંગત, હજી આપે ન મંગાવી—દર્યું

COMIC POET.—રાવકવી



કેમ આ ધુટ અને કુટેવો છુટવા ખુબીનો અબ્નોર મંગાવો.
કી. રૂ. ૨॥



## મુર્ખ માથે શીંગડાં

ગેબી ગઝલ

હોય ના વાર્ત્ત વળેલાં, મુર્ખ માથે શીંગડાં
તોય છે સાબીત થયેલાં મુર્ખ માથે શીંગડાં

રોજગારી ના કરેને, રાતદીન રોતો ફરે
બાપ દે સુખીઆ પડે તે મુર્ખ માથે શીંગડાં હોયના

કુલમાં અવળો ચીલે, કુંટાઈ રહે મોઢે વીલે
ફેરજો જોખમ ઝીલે તે મુર્ખ માથે શીંગડાં હોયના
અન્યની સૌ આપદા, દેખી દીલાસે કાળતા
તેજ કામ કરે કદા તે મુર્ખ માથે શીંગડાં હોયના

ધન દોલત નામણે, માતા પીતા વહેલાં મરે
દોસ્તો દુર્ગુણી કરે, તે મુર્ખ માથે શીંગડાં હોયના

રાવ કવી (અપુર્ણ)

૫

## પેટંન્ટ પોયટ્રી.

સાલ સદી ને સંવત જાતા સૈકા બદલે પેઠી સન
ડુડસન વીલસન રેચીશન, ફેશન વધારે પોઝીશન
સ્ટેશન શેશન રોજ રીડકશન, પ્રીસ્ક્રેપ્શનમાં ઇન્જકશન
પારસન ગઇ દરશન કરવાને લખે દીકરો ડીકટેસન
આસન શાસન અલોપ દીઠુ, પ્રાસનનું પેઠુ લાયસન
કીટસન ઇન્સપેકશન જંકશનથીભાઇ ભણ્યાભાષા નોનસન
લેસન વેસનને શોલવેશન સર્વે નાંમમાં સહેલુસન
પાલસેન કે પોલસેનમા ઘણા ગણેછે ગરૂડાસન
ત્યાં બેઠા કરતા ના કાકા, જુવે તમાસા ટગર ટગર
ખુબી તણા ખજાના માંહી જુવો વધ્યાછે ટકરેટર

(અપુર્ણ)

---

## કોમીક કવિતા.

ફર્સ્ટ વધ્યા બહુ ફોટોગ્રાફર બીજા બીડી સેલર બહુ;
ત્રીજે નંબર ટી મરચન્ટો, ચોથા તણી હકીકત કહુ.
હેર કટીંગ સલુન હાલમાં, વોશીંગ કંપની થઇ વીશેષ;
પાન તણી પુષ્કળ શોપોને, બીડીનો જનરલ બીઝનેસ.
કોટાનપીઝ થઇ ગઇ કંપનીઓ, પેઢીઓનો પણ કયાંછે પાર,
શોપો બહુ સોડા લેમનની ને, હોટલ થઇ હારોહાર.

નાટક પણ થયાં ન્યુ ફેશનનાં, ઠામ ઠામ થયાં થીયેટર;
હશે હાલમાં અગણીત એકટર, મનમાન્યાં મઇ મેનેજર.
થયો વધારો વૈદરાજનો, તેથી ડબલ વધ્યા ડાકટર;
સર્વજને સરવીસ સ્વીકારી, કમી થયા કલ્ટીવેટર.
કામ અને કારીગર વધીઆ, કઇક વધી ગયા કંટ્રાકટરઃ
નથી કમી ના રહી નેટીવમાં, મનમાન્યા થઇગ્યા મીસ્ટર
કોઇ ઇન્સપેકટર, કોઇ ઓડીટર, કોઇ બન્યા વેકસીનેટર.
કોઇ બેરીસ્ટર, કોઇ કલેકટર, કોઇ થયા સોલીસીટર.
કોઇ વીઝીટર ને કોઇ પેન્ટર, કોઇ પ્રીંટર ને કોઇ પોટરઃ
બાકી રહ્યા તે સટર પટર, ને તેથી રહ્યા તે ટરરેટર.

( અપુર્ણ )

અહીંથી અપુર્ણ રહેલી ખુબીના ખજાનામાં,
આવી ગમતભરી મીશ્રીત ભાષાની કવીતાઓથી
ખજાનો ભરપુર છે; તુરત મંગાવો, કીંમત; રૂા. રાા.

**ખુબીના ખજાનામાં મુલ્તવી રહેલો મુકરદમો.**

મુદત બીજીની ખુલતી કોર્ટ.

શ્રી દૈવના દરબારમાં દુનીયાજીએ દાવો ભર્યો,
પ્રતીવાદીઓને પકડવા યમરાજ જાતે નીસર્યો;
હાજર કર્યા સૌકારમાં લાચાર થઇ તેઓ ઉભા,
આંખો નથી ઉંચી થતી મોઢે થયા મુર્ખા મુગા.

## દોહરો.

જસ્ટીસે ઝયુરી ભરી હાજર થયા વકીલ,
તોહુમતદારો તેડીઆ જરા ન રાખી ઢીલ;
આસન પરથી ઓચર્યા ન્યાયાધીશ વચન,
સાચે સાચું બોલજો સૌને છે સોગન.

### પ્રેસીક્યુટર વકીલ મી. વચડાશંકર નું ભાષણ.

ગઈ મુદતે આ કેસ ચલાવવામાં આવ્યો હતો, અને તેનો ઉતારો ખુબીના ખજાનામાં લેવામાં આવેલો છે. સ્વર્ગવાસીઓએ પોતાના વંશજો વ્યસની બની ગયેલા હોવાથી તેમ તેમના જાતી સ્વભાવમાં ફેરફાર થઇ ગયો હોવાથી તથા તેમના નીચ કર્તવ્યોથી ખુબ કંટાળીને મરહુમ બુજરૂગોએ બ્રહ્માજીની કોર્ટમાં જે ફરીયાદ નોંધાવી છે. તે આધારને લઈને બ્રહ્માજીએ યમરાજા પર ઓર્ડર કરીને જે તોહુમતદારોને પકડી મંગાવ્યા છે જેઓ તમામ અત્યારે કોર્ટમાં હાજર છે કોણ ઇસમે કેવા પ્રકારનો નીસો કર્યો છે. તથા કયા ઇસમનાં કેવાં કૃત્યો છે, તે સદરહુ ગુનેહગારોની જુબાની‌ઓ ઉપરથી સ્પષ્ટ જણાઇ આવતાં તેઓનાં નામ સાથે ઘડાએલો આ રીપોર્ટ આજે હું આ કોર્ટની સમક્ષમાં વાંચી સંભળાવું છું.

૮

# રીપોર્ટ

## ( આરોપીગોની અવગુણુ ગીતા. )

બાબુ પીએ છે બીડીઓ, સુખલો સીગર શોહકારતો.
ચીમનો ચીરૂટ પીતો અને, આથી પીએ છે આરતો
વાણુ છાપ તો વલવો પીએ, રેડલેમ્પ પીતો રામલો.
ભીખલો પીએ છે ભાંગ, ને દમ મારતો આ દામલો
તપખીર સુંગે તીકમો, ઉકકો પીએ છે આથીઓ;
સકરો સુકો બહુ તાણુતો, ખાતો તમાકુ નાથીઓ.
એ રોજગારી છે બનો, ધંધા વગરનો ધુળીઓ;
કોકીન ખાતો કાંનીઓ, માજમ પચાવે મુળીઓ.
મોહન મદત પીતો બહુ, સોમલનો વ્યસની શીવલો.
ચંદુ પીએ છે ચડસને, ધંતુરો જીરવે જીવલો.
છે મંગલો ગંજેડીને, ખાતો અફીણુ અરજુનીઓ;
ગરદન ગરીબોની ચુસે, આ વ્યાજખોરી ચુનીઓ.
છે આળસુ અમાઇદા, દલસુખ જબરો ડાંડ છે;
ખુની ખરો છે ખોડીઓ, સુરજો તો ફરતો સાંઢ છે.
દારૂડીઓ છે દેવલો, વીશ્વાસઘાતી વીઠલો;

જળબર જુવારી જેહલો, મઇ ભાગદારી છે ભલો.
ઉખરેલ છે આ ઉમલો, વરણાગી વાંદર વેણીઓ;
નીમ હરામી નર્મદો, જીવહીંસાવાળો જેણીઓ.
ચતુરો છે વ્યસની ચાહનો, કોપ્રી પાએ છે કાળીઓ:
કોકો પીએ છે કેશવો, ગાતો ફરે ગોપાળીઓ.
ફુલો છે ફુલ ફટાકીઓ, શકરો છે ખુબ સટોરીયો:
નાગઇ ભરેલો નરહરીને, ધતિંગ ચલવે ધોરીઓ.
લુચ્ચાઇ બહુ લલ્લુ કરે, ફીરપો ઘણો કંજુસ છે.
છગનો સપાટા મારતો, મગનો તો મખ્ખી ચુસ છે
મનમેલો છે આ માણેકોને. લાલચુ છે લાલીઓ;
પુરો ગપાટી ગોચલો, વઠેલ છે આ વાલીઓ.
તુળજો વડો છે નામશી, ઇચ્છો તો ઇર્ષાખોર છે;
પાજી વડો છે પ્રેમલોને, નાંનીઓય નઠોર છે:
છે જોઇતો જુઠો અને, તીખો ઘણો છે તીભલો;
છે છોટીયો છાંદુ અને, જીવતી બલા છે જીભલો,
બાંગડ બકોરો છે બહુ, ડફાસવાળો ડાયલો;
છે ગોરધન ગાંડુ અને, ભુંડો ઘણો છે ભાયલો.
હીંમત હરામી છે ઘણો, ન ઇજડ ગંડો ઇરીઓ;
માધવ છે મુર્ખાનંદલે, ગપ્પી વડો ગંભીરીઓ
દલપો ઘણો છે ડાગરો, રમણો હૃદયનો ચોર છે:

બાબર બીચારો બાયલો, ધનીઓ રખડતો ઢોર છે.
બીમો ભટકતો ભુત ને, અમથો વળી ઉખરેલ છે;
મુદર ઉદરના રૂપમાં, આ પણ ખુદાનો ખેલ છે.
રતનો રઝળતો રોઝને છે ગાંડીઓ ગેંદાલીઓ;
છે ભામટો આ ભોગીઓને, બુદ્ધિહીણ છે બાલીઓ.
કો છપૈલુ કાટલુ, કાન્તી હૃદયનો ક્રુર છે;
છે બાહાવરો બળવંત, અરીઓ આકડાનું તુર છે.
મેતાબીઓ મુજી ને, ભુલીઓ ભુંડણીનું છાણ છે;
જગનો જબર જુલ્મી અને,પ્રહલાદ કાળો પહાણ છે.
ગીરધર જનમનો ગાંડીઓ, ભગવાનીઓ ભટકેલ છે;
નીરમાલ્ય છે આ નરશીઓને, બાજીઓ પણ બેલ છે.
બુરીઓ છે બુદ્દાચોરને, વળી નાગલો નામરદ છે;
છે ઓછલો ઉલ્લુ, પશાને પરમીઆનું દરદ છે,
રોતો ફરે છે રેવલો, રવીઓ બીચારો રાંક છે;
માંખત મગતરાં મારતો, આ પણ વીધીનો આંક છે.
અમલો અવળચંડો અને, પાગલ આ પાનાચંદછે.
છે ઉકલો ઉધમાતીઓ, માસુમીઓ મતીમંદ છે.
છે દોલીઓ દુખીઓ ઘણો, ભડકણુવળો ભઇદાસ છે;
મીનાજી મંગળીઓ અને, ખેમો તો ખાટી છાસ છે.

શંકર ઘણો શરમાળ ને, આ બાપલો બે ઢંગ છે;
જાંજી વડો છે જેલીઓને નગીનો તો નંગ છે.
રમતો રહે ભમતો ને, સોમો શીવારાતનો છોર છે;
છે આથતો એદીને, અરજણ ઇઝડાનો ગોર છે.
છે તળશીઓ તોફાનીને, રીસાળવો રણછોડીઓ;
મોતી મગસનો મેડને, મથલો છે માથાફોડીઓ.
આશો અરાંમી છે ઘણોને, નાયણો નાદાન છે;
મડદા સમો મરઘો અને, આ બેચરો બેભાન છે.
પાખંડી છે આ પુનમોને, આળસુ આણંદીઓ;
છે જોઇતો જુઠો અને નફખેદ પુરોનંદીઓ.
આ વાઘલો વ્યંઢળ અને, છે બુડથલ બાપુડીઓ;
અવરો જનમનો ભોટને, ચંદાએ પેરી ચુડીઓ.
મણીઓ દીસે મડદાલને, રમતો ફરે રઘનાથીઓ;
શરમાળ છે આ સોમલોને, ભીખ માગે ભાથીઓ.
કૃષ્ણો ઘણો કામી અને, કાયર વડો કીશોર છે;
છે ફાદલો દેવાળીઓને, ચંપલો પણ ચોર છે.
હાજર જવાબી હરજીઓને, રાયસીંગો રાંક છે;
જુલસી જહુટો જાણજો, આ પણ વીધીનો આંક છે.
છે વાડીઓ પણ ચાડીઓ, ઝેરી વડો જસભાઇ છે;

છે આંકળો મુખમોકળો, પરખુ તો પોપાંબાઇ છે.
બાહુક છે બળદેવને, આ લખમણો પણ લુસ છે;
અવદા સનો ને સેવકો તો, કુસમાંની કુસ છે
ગોકળ ગજબનું પુતળું, ઠાકોર ઠીકાઠીક છે;
ઝહેરી જગતના લોકને, કવીરાવ પણ કોમીક છે.
ઉશામતી આ ખુશલો નેલીલાધર છે લાંચીઓ.
પ્રીસ વકીલ મીસ્ટર વાયડે, રીપોર્ટ રુડો વાંચીઓ.



દોહરો.

સીસ ધુણાવે સામટા સર્વે કરે કબુલ,
માફ કરો મહારાજજી હવે ન કરીએ ભુલ;
ન્યાયાધીસન છોડતા પોથી લીધી હાથ,
સાચી કલમો શોધતા નોધારાના નાથ.

શ્રી કુદરત ક્રીમીનલ પ્રોસીઝર કોડની કલમો (ખુબીના ખજાનામાં)

હુકમ નં–૨

યમરાય પર ઑર્ડર લખ્યો સસ્ટી વિષે સત્વર જનો,
વહેપારી વ્યસની ચીજોનાને તુર્ત જાલી લાવજો;
વળી ઓછુ તોળે એહનેતો એકદમ સપડાવજો,
આ ચાલું માસની આવતી મુદત ઉપર હાજર થજો.

## દોહરો

દૈવ તણા દરબારમાં કેવો ચાલ્યો કેસ,
પુરો વાંચો પ્રેમથી તો બહુ પડશે ટેસ.

પુર્વજોનો પુરો કેસ વાંચવો હોય અને તેની સાથે કુદરત ક્રીમીનલ પ્રોસીઝર કોડની અજબ કલમો નું અવલોકન કરવું હોય તો ખુબીનો ખજાનો તુર્તજ મંગાવો. કીં. રૂ. ૨ા. લખો.

રાવ કવી—નડીઆદ



## યમ રાજાએ પકડી આણેલા તોહમતદારો પૈકી એક અટલ નાશાબાજે આપેલી જુબાની

## જુબાની નં. ૧.

હું નફટલાલ નફ્ફોદભાઇ ખુબ ખેંચણીઆ રહેવાશી રાત દહાડો પીઠામાં ઉમ્મર આશરે નહી જેવી પ્રતીજ્ઞા ઉપર લખાવું છું કે ગામના નાલાયક લોકો તો મને નીશાબાજજ કહે છે, પરંતુ હું કાંઇ તદન તેવોતો નથીજ. હું દારૂ પીઉં છું તે તો બધી દુનીયાં જાણે છે અને દારૂ શીવાય કોઇબી બીજો

નીશો કરવો મારે હરામ છે. હું મારી ખરેખરી હકીકત જાહેર કરનાં જણાવું છું કે સવારમાં પથારી માંથી જાગ્રત થાઉં છું કે ઝટ સીગારેટ સળગાવું છું. વળી તેના ઉપર કડક મીઠો બે કપ ચ્હા પીઉં છું. તેનું કારણ એવું છું કે જો સીગારેટ ના પીવાય તો ઝાડો સાફ આવે નહી. અને કડક મીઠી ચહા ના પીવાય તો બદનમાંથી સુસ્તી હઠે નહી. વળી થોડી વારે પાછી એક પાવલીપુર ઘાંજાની ચલમ બનાવીને ખુબ દમ પર દમ લગાવું છું. ત્યારે તબીયત જોઇયે તેવી ઓલરાઇટ થાય છે તેથી હું મારૂં કોઇબી કામ શાન્તીથી કરી શકું છું. સીર્ફ હું દારૂ પીઉં છું તે તો સઉ કોઇ જાણે છે. અને દારૂ શીવાય બીજો કોઇબી નીશો મારે અગરાજ બરાબર છે છતાં પણ જગતના પાગલ લોકો તો મને તદન નીશાખોરીઓજ માનેછે. તો ખેર કહેનારાનાં મોં કાળાં. પછી બપોરના વખતે ફકત બે તોલા ભાંગનો રગડો લગાવું છું, તેનું કારણ એજ કે સવારમાં પીધેલી સીગારેટ અને તેના ઉપર ચાશેલી કડક મીઠી ચહા વળી તેની ઉપર લગાવેલી ગાંજાની દમ એ તમામની ગરમીને ભાંગ જરા શાન્તી આપે છે અને આખો દીવસ આનંદમાં જાય છે. વળી સાંજના ચારેક વાગ્યાના સુમારે બરોબર અડધા

રૂપીઆભાર અફીણની ગરણી ટપકાવી રેહીઓ કસુંબો કાઢીને પી જાઉં છું. જો કંસુંબો નથી પીતો તો બધા શરીરના સાંધેસાંધામા કળતર શરૂ થઇ જાય છે. આવા ડામ દરદને લીધે ખાવા પડે છે, છતાં બેવકુફ અને મુર્ખ લોકો તો મને બંધાયણી કહીનેજ બોલાવે છે. મહેરબાન સાહેબ હું દારૂ પીઉં છુ તે તો જુવાન બાળક અને બુઢ્ઢાં તમામ જાણે છે. અને દારૂ શીવાય બીજો કોઇબી નીશો કરવો એ તો નાલાયકનુંજ કામ છે તો પણ મહોલ્લાના બેકદર ઉલ્લુ અને ડામીસ લોકો તો મને ગંગેરી ભંગેરીમાંજ ગણી કાઢે છે વળી સાંજના છ વાગે જરા ચંડુલખાનામાં જાઉં છું. અને ત્યાં ચડસ ચંડુલની ગંગા જુમની ચલમ બનાવીને ફેરા ફેરા દસ બાર દમ લગાવું છું ત્યારે આખા દીવસનો લાગેલો થાક ઉતરી જઇને બદન હલકુ ફુલ બની જાય છે. પછી રાત્રે વાળુ કરવાને ટાઇમે પાવલી પુર સોમલ ખાઉં છું. કારણકે એને લીધે ખાધેલું જલદી હજમ થાય છે અને રાત્રે મીઠી નીન્દ્રા આવે છે એ શીવાય દીવસમાં દસ બાર વાર હુકકો પીઉં છું, કારણકે એને લીધે તમામ નીશો બરાબર તેજ રહે છે વળી આખા દીવસમાં પાંચ સાત પાન કોકીનનાં ખાઉં છું અને દારૂનો તો કોઇ ટાઇમ મુકરરજ

નથી હું દારૂ પીઉં છું તે તો ભાયડા અને બઇરાં સર્વેને માલુમ છે હું આ ઉંટ છાપની બોટલના સોગન ખાઇને કહું છું કે ફકત દારૂ સીવાય બીજો કોઇબી નીશો મારે વીસ્ટા સમાન છે પરંતુ કમ્બખ્ત લોકોને તો તેની કદરજ નથી અને ખાલી મને નીશા ખોર ગણીને ફજેત કરે છે ભાઇ હજી બે ચાર ચીજો તો હું ગણાવતોજ નથી કારણકે હું મારા મોઢે મારા જ વખાણ કરૂં એમાં મઝા નહી. પરંતુ અમારો નીસાબાજોનો પુરેપુંરો કેસ વાંચવો હોય તો મીસ્ટર રાવ કવીને ત્યાંથી ખુબીના ખજાનાનુ મોહું પુસ્તક મંગાવો અને વાંચી જુવો એટલે ચોકકસ ખાત્રી થશે અને તમારી કુટેવો જશે માટે આનંદ લુંટવા અને કુટેવો છુટવા ખુબીનો ખજાનો મંગાવો, કીં. રૂ. ૨।।



## ( ભુતળના ભૂદેવોને બે બોલ. )

---

હે બ્રહ્માજીના મુખ કમળમાંથી ઉત્પન્ન થયેલા બ્રહ્મપુત્રો તેમ સર્વે જ્ઞાતીમાં શ્રેષ્ટ ગણાતા ભૂદેવો જરા તો જુવો કે તમારા સ્વર્ગવાસી વડીલોની કીર્તી અત્યારે હજારો પુંસ્તકોમાં અને ગ્રંથોમાં ગુણીજનોના

મુખથી ગવાઇ રહી છે તેના તરફ જરા ધ્યાન કરો. ક્ષત્રી, વૈશ્ય અને શુદ્ર ને ધર્મ નીતી શીખવાડી સીધે રસ્તે દોરવા અને તેમનું ભલું થાય એવા સંસ્કારો હ્રુદયમા પાડવા પોતે ભણવું તેમ બીજાને પણ ભણાવવુ એ કર્તવ્ય બ્રાહ્મણોનું હતું. પરંતુ પોતેજ બગડયા એટલે તેમનું જોઇને બીજા પણ તેજ રસ્તે દોરાયા. જો ગુરૂનાં આચરણ સારાં ન હોય તો પછી તેનો બોધ લેનારાનાં તો હોયજ ક્યાંથી માટે હે ભારત વાસી ભૂદેવો હવે ફેશન અને પોઝીશનને પડયાં મુકીને તમારો સ્વધર્મ સંભાળો ભલા થાવ અને બીજાનું ભલુ કરો નહીતર યાદ રાખજો કે હવે દીન પ્રતીદીન જનોઇ પહેરનાર વધતા જાય છે જે બ્રાહ્મણોની ચોરાશી કહેવાતી તેની હવે ઇઠયાશી તો થઇ ગઇ છે. ચોરાશી જાતના બ્રાહ્મણો હતા પરંતુ હાલમાં તો પંચાળ બ્રાહ્મણ, નાઇ બ્રાહ્મણ, કોળી બ્રાહ્મણ અને પચરઉ બ્રાહ્મણ આવી ચાર જાતોનો તાજો વધારો થયો દેખાય છે. હવે કલીયુગમાં તો બ્રહ્મણોની ખોટ રહેશેજ નહી. માટે હે ચાલુ જમાનાના ફેશનએબલ ભુદેવો તમારો સ્વધર્મ અને કરમાંન્તર સંભાળો.



## ( ભૂતકાળના ભૂદેવોની ભવ્યતા. )

મનહર.

ભૂતકાળના ભૂદેવો ભવિષ્ય વેત્તાઓ હતા.
આજતો ખવીશ બની ખાવા માટે દોડતા.
હાથે હાથે હોળી કરી સાત પેઢી બોળી નાખી.
નાણા માટે નીચ પાસે ઝટ હાથ જોડતા.
પુંજા અને પાઠ તે તો બીજા માટે બકી નાખે.
આઠ આના માટે આખો દીન બીલી તોડતા.
મોટી ભૂલ છે કબુલ લાડુ માટે માથુ ડુલ.
દોલતમાં દંગ થઇ કોઇનું ન છોડતા.



## ( વર્તમાનના ભૂદેવોની વર્તણુક. )

રાગ—કર્તરીમ કવિતાનો.

ત્રણ ગગાની ગોળો ખાવા તડ પાડી ટોળાં બાંધે,
પત્રાળે પ્રાક્રમ અજમાવા, ખડીઓ ઝટ ભરવે ખાંધે,

વાત મળે છે સાત ગાઉની; કે બાઉ બનવાના છે,
માંદો પણ મુકે દોટો જાણી, બ્રાહ્મણ જમવાના છે,

વ્યસન વધ્યું વિદ્યા વીસરાઈ, વ્યભીચાર પર વહાલ ચઢયું,
પંચભાગ કે તરપંડીથી, પેટ ભર્યાનું લહાણું જડયું,

એદી ના પેંદાશ કરે, પર ખોદણીઓ કરવી સમજે,
બાળક જન્મે તેને પણ કહે, યજમાનોમાં બહુ જમજે,

નીતી નહાવામાં નીરખી, ભક્તિ ભભડીને ગાવામાં,
જ્ઞાને ગપ ગેઝેટ ઉડાવે, ખરૂ ધ્યાન રહ્યું ખાવામાં,
કથા કુથલી ભણે ભાવથી, ક્ષણે ક્ષણે જુઠું બોલે,
દશા દીન ચોઘડીઆ માટે, વેઠા ગણી ગપ્પાં છોલે.

ન્યાતભાઇની વાત સાંભળી, ખરેખરો તો ખેદ ચઢે,
ન્યાત બહાર કરે નાંની વાતે, જમતી વેળા ઝટ લઢે,

અમાસ બારસ ઉમંગ ઝાલે, ખભે મુકે ખડીઆ ઝોળી,
વનીમાટ નીકળે નાહ્યા વીણ, કપાળમાં કંકુ ચોળી,

સંક્રાંન્તી કે રક્ષા પડવે, અને બેસતા શુભ વર્ષે,
એક પાઇની પડા પડીમાં, મરે મુવા ભૂખે તરશે,

કુટાય ગામોગામ ભીખવા પુજાય પથારીની પેઠે,
ચોગ કામ કાઢે યજમાનો, વિપ્રોને ખેંચે વેઠે,

કન્યાના દસ વરના છોને, ખોળા ભરણે બાર મળે,
સવા કથાનો સાત સરાંમણુ, મનડુ માને ભલે ભલે.

દોહરો.

મુરખ જન તો માનશે, આ વચનો વીષ સમાન,
પણ જ્ઞાની ગુણ ગ્રાહી બની, કરશે અમૃત પાન.



(ભુદેવોમાં રહેલુ ભણતર યજ્ઞમાં બોલાતો મંત્ર.)



ઉકલો પંડયો; કબુતર દેવ, જનાવર જોશી, નાનાભાઇ તરવાડી; તરભાણું વેચીને કુલેર આડી ઘી ચોરો ભાઇ ઘી ચોરો સ્વાહા, પાત્ર વિના શામાં ચોરવું સ્વાહા; સંકોરામાં ચોરો સ્વાહા; સકોરૂ તો પી જશે સ્વાહા. તેમાં તારૂ ને મારૂ શું જશે સ્વાહા.- ઉટાંગ શાસ્ત્રનો મંત્ર છે.

( ચાલુ જમાનાના ભૂદેવોની માનસી પુંજા. )

હે ભગવાન આ વેળા આરીયાં, તે વેળા તુરીયાં, પ્રભાતે મોઘરીઓ, બપોરે બટાકા, સંધાકાળે શકરીયાં

રાતે રતાળુ, પાછલી રાતની પાપડીઓ, પરોઢીએ પંડોળા, વખતે વંતાકોં અને કવખતે કારેલાં, મન ફાવે તેટલા મીઠા મરચા સાથે માની લેજો મહારાજ, માસો તમ માસે, હાસે કે ત્રાસે; નાસે તે ખાશે. કહીને આચમન કર્યું એટલે પુજા પુરી થઈ.



## ( કહો ભાઈ તે બ્રાહ્મણ શાનો. )

સ્નાન અને સંધ્યાદીક કર્મો, દયા શું દ્રષ્ટી કે દાનો,
ગુરૂ વચન કે ગાયત્રીનાં, કરે નહી જે ગુણ ગાનો,
કકકાને તો કુટી મારે, અનુસ્વાર કે શું કાનો,
શ્રધ્ધા નહી સનાતન ઉપર, કહો ભાઇ તે બ્રાહ્મણ શાનો.

ગઉ વિક્રય કે કન્યા વિક્રય, ધન લઇને વેચે જાનો,
વાઈનચીફ્ટ કે વીસ્કી કેરો, ખાસ મેળવે પરવાનો;
વીનય વિવેક વિદ્યા પર પ્રીતી, ન હોય રૂપૈયે આનો,
ભીક્ષા વ્રતિ માંહી ભટકાતો, કહો ભાઈ તે બ્રાહ્મણ શાનો.

આદર સત્કાર કરે ન કોઇનો કે નવ પોશે મહેમાનો,
હર હંમેશાં જાય હોટલે, ચાહક થઈ બીસ્કીટ ન્હાનો;
દુનીયામાં ડામીસ ફરે થઈ, વળી ધીકકારે વિદ્વાનો,
અધર્મ ને અન્યાયનો ચારી, કહો ભાઇ તે બ્રાહ્મણ શાનો

કઠણ વચનથી કહીએ તો પણ, ન ચડે પાવૈને પાનો,
રાવ કવી કહે આજ કાલતો, નાંમનો બ્રાહ્મણ કહેવાનો.

ખરૂ ધ્યાન ખજાનામાં, મંગાવીને વાંચી જુવો ને, ખોટી
ટેવો સઘળી ખુવો.



(પેંગ પુરાણના પાછલા પ્રસ્ટ પર પ્રગટ
થયેલી એક આફલાતુન ટોનીક વાર્તા નં. ૧

## પ્રકરણ પહેલું.

એક મહેમદાવાદના મોચીને કપડવણજના એક કવિની સાથે સાધારણ પીછાન હતું, તેથી કોઇ કોઇ વાર આ કવિરાજ તેની દુકાને જતા, એક દીવસ મોચીએ કવિને કહ્યું કે યાર તમે તો મોટા કવિરાજ છો અને તમોને તો બધી દુનીયાં ઓળખે છે. હવે જ્યારે તમારી જોડે હમારે મુલાકાત થઇ ત્યારે તમારી વિદ્યાનો જરા હમોને તો લાભ આપો કવિએ કહ્યું કે ભાઇ તમો કહો તે કામ કરવાને હું તૈયાર છું. ત્યારે જગા મોચીએ કહયું કે આ આપડા જીણકાનું શુભ

લગ્ન આ સપટેમ્બર વદી સાતમ ને વાર શનીનું નીરધાર્યું છે માટે તમો કોઇ એવો દોહરો મુકીને કંકોતરીઓ લખી આપો કે બધી ન્યાત વાંચીને ખુશ થઇ જાય કવિએ કહયુ કે ઠીક લાવો ત્યારે લખી આપુ કહી કંકોતરીઓ લખવી શરૂ કરી ને લખ્યુ કે સ્વસ્ત શ્રી મહેમદાવાદથી લી. રા. રા. મોચી અહુ વાળાના રીતસર રામરામ વાંચજો બાદ વિશેષ વિનંતી સાથે લખવાનુ કે આપડા એકના એક વાંજીઆબાના લાડકડા જીણકાનુ શુભ લગ્ન આ ચાલુ સાલની સપ-ટેમ્બર વદી સાતમ ને વાર શનીનુ નીરધાર્યું છે અને માંડવા મહુરત તેજ મીતીએ સાંજના સવાસાત વાગે છે તો આવા શુભ પ્રસંગે સર્વે સગા વહાલા ઓને સાથે તેડી લાવી મંડપની શોભામાં વધઘટ કરશો એજ વિનંતી. લી. જગજાહેર જ્ઞાતીબંધુ જગો. સ. દા. પોતે.

## દોહરો.

તા. ક.—અમે મોચી ને તમે મોચકા, મોચીજ મોચામોચ
જો આવવું હોય તો આવજો, નહી તો કરજોજ કોચાકોચ

અસાડ માસની અગીઆરમી તારીખે કંકોતરીઓ ન્યાતમાં પહોંચી ગઇ અને વાંચીને બધા ખળભળી

ઉઠયા અને એક પછી એક ટોળે થવા લાગ્યા અને જોતજોતામાં તો પાંચજ મીનીટમાં પંચ ભરાઈ ગયું ભાઇ પછી તો પુછવુંજ શું. જ્યાં ચાર મળ્યામોચી કે વાત પડી પોચી કે ઝટ આર ઘોચી.



## ( કવિતા બુટના તળીઆ જેવી મજબુત. )

## એકસ્ટ્રા પોયટ્રી.

રાગ—સાધારણ સકતળી જેવો.

મોચી મંડળ થયું એકઠું, વાંચીને કકોતરીઓ,
જગા મોચીએ જુલમ કર્યો, કહી બોલી ઉઠયો બેચરીઓ.
એ મોચીને બીજા મોચકા, લખતાં શું ના કર્યો વિચાર,
માટે ન્યાતબાર નકકી કરવાને. આ પણ સીધીશ્રોચો આર.

મગનો મોચી કહે મરવા દો દારૂ પીને કર્યું લખાણ;
તો દંડ લઇને છોડી દેવો ન્યાત બધીમાં કરવુ જાણ,
જેઠો મોચી કહે જવા દયો, પડી વાત ત્યાં તો પોચી,
કે લાગ જોઈને તુર્ત લાલીએ. ઝટ આર બીજી ઘોચી.

દંડ કરો દસ ગ્યાલન દારૂ, પીઠા પર લેવી પંગત,
આંખ દબાવી કહે ઇરીઓ, મારો પણ એવો છે મત;

મતો મલ્યા ત્યાંતો મન માન્યા, ને પંચે ઝટ કર્યો ઠરાવ
કે દસ ગ્યાલન દારૂ જુદો, ને પીઠા ઉપર પંગત લાવ.
ઠરાવ વાંચી કબુલ થાજો, નહીતર રહેશો ન્યાતની બહાર
સૌ પચોને સમક્ષ રાખી; આ પણ ત્રીજી ઘોચો આર,
એવામાં તો આવી પહોચ્યા, પંચ તણા જે હતા પટેલ,
નામ મથુરો નખ્ખોદ પુરો; બુદ્ધીમાં પણ બીજો બેલ,
બુંમ પાડીને એતો બોલ્યો; જગલાને ના જાણો રાંક,
પગતને દફાડે પીઠામાં; છઠ્ઠો બીજી લેવી છાક.
જગા ઉપરના જુલમ ગુજારો, વધ્યા વૃદ્ધ મુળો મોચી,
ડોસાઓના દસેક મતથી; પડી વાત ત્યાંતો પોચી.
બનો મોચી કહે બધા ના બોલો, પટેલ કહે તે પોણાબાર
ખોડો કહે કે ખબર પાડવા. આ પણ ચોથી ઘોચો આર
જગા મોચીથા ના જીરવાયો, આ સઘળી આરોનો માર,
કેવી રીતે ન્યાત રીઝાવી, હવે પછી તે પડશે બહાર.

( અપુર્ણ )

# દોઢ લાખનું દેવાળું.

( રાગ—રાગોટેલ જાય )

હોટલનું ટોટલ ખેંચાતાં; બોતલમાં બાવીસ હજાર,
ચ્હા કોફીના થયા ચારસો, બીડી પાનના સો ફલદાર,
ગાંજો, ભ ંગ નવ ગણ્યાં ગણાએ ઉપલક ટાંક્યા સત્તરસેં,
ત્રણસેનો સુકો તંબાકુ. અઢીસો આપ્યા અત્તરમેં,
નવી દુકાને નવા ડ્રેસના; નવસો નગદી ઝુલે છે.
મોદીની યાદી ભુલ્યો પણ, છસો ચોપડે ખુલ્લે છે;
નાચ તમાશામા નવસો થયા, ઉસ્તાદોના ઇઠયાસી,
રડીને રાજી રાખ્યામાં, ખર્ચ થયા બસો બ્યાસી;
મેજીસ્ટ્રેટે મ્હેર કરી, મેં માગ્યા લીધા બાવીસેં.
સટ્ટામાં થપ્પડ લાગી, નવસેં ભરવા પણ આવી છે.
ભાણીનું શ્રીમંત સવાસો, સાજા પુર મોકલવા છે,
વેઇટીંગ રૂમનીલાઇટ ડીપોઝીટ, પંદરસો પોકવવા છે
પનીઆરી પાલીના ચાલીસ; ભંડારીના પોણોસો,
બ્યાસીનું બળતણ પેસી ગયુ, ગ્યાસલેટના પુરા સો,
કુલો મીઓ ફરનીચરના, ચોરાશી ચોખ્ખા માગે;
બારબરના બાવીસ ચઢયા તે, માંડા દેતાં માઠું લાગે,

નાટકના નાયક નરભાનો, નાચ ઘણો વહાલો લાગે,
અચ્ચીના બાવીસ દીધા પણ તોય પાછો ચાલીસ માગે.
ઉત્તેજનમાં એક કોથળી, ટોળીમાં ત્રણસેં વહેંચ્યા,
સ્ટેજ વચ્ચે સનમાન મળ્યું, તે વખતે સવાસો ફેંક્યા;
વફાદાર વેલી માલણ તો નેઉની નાગણ ઇચ્છે છે.
તંબોલણ તારાને ત્રેવીસ; તોય હજી મેણાં દે છે,
નવ લેખે નોકર નવ મહીના; બસો બાર બદરૂદીનના.
તેલી ટંટાથી ટીપ્યો; પચાણુ પેઠા જમીનમાં,
દુધવાળીઓ દસ માગે છે; શાક પાનના સાડાબાર,
મેવામાં એકાશી દેવા, ચલાવવો ચોખ્ખો વહેવાર,
ફેટીનનો ટટ્ટુ ચમકયાથી, કોચમીનના કર ભાગ્યા:
છસોનો ઘોડો ગુમાવ્યો, બસો કોચમીને માગ્યા;
રાવ કવીની રંજત જોતાં, સોનોસાફો મેલ્યો છે,
પાછા રોકડા પચાસ લીધા, કવી બડો પહોંચેલો છે,
સોળ શોલમો ગોલો માગે: પંદર પશવા ઓઝાના,
સોનીના સાડી સીત્યાશી, સાઇઠ ટાઇપીન મોજાના,
પુર્ણ લગનમાં થયા પંદરસો, વરઘોડામાં નવસો વીસ.
પાડોશણમાં છસોનું પાણી. તોય ન કરવા દેતી રીસ
સાયકલમાંજ સવાસો પેઠા; મોટરમાં અઠાવીસે;

પેઇન્ટર એકસો પચાસ માગે, બજારમાં પણ બાવીસેં,
કોકીનમાં એકાશી ગીની; પાન પટ્ટીમાં પોણી સાઠ,
સાડાસાતસો સરજન ખાતે, તોય બંદા રહયા પોણાઆઠ
ઘાટ ઘડાગઇ ઘાંચણ ગુલબી, આડાં ખાઇ ખોયા અડસઠ
ન્યાતે બાગ્ગી વાત લીધા સો, હજી બસો લેવા ખટપટ.
નાગર મ:ળીના નેઉ બાકી. ધોબણ માગે એકાણું;
છસોસાડ દઇ સગા છ જણને; આજ કરાવ્યું વહુ આણુ
ત્રણ સપ્તક પેટીના ત્રણસોં; તેર રૂપીઆ તબલાના;
સુધરાઈના સત્તર છ આના; બે ઝાડુ કાઢ ગબલાના;
એંશીનાં પુંસ્તક માશીકો; ધર્મ સભા જે છસો ધર્મ્યા;
ચોરાશીમાં થયા ચૌદસો; તોય વીપ્ર તો નાજ જમ્યા.
બબ્બરીને બાંબ્બે દેખાડતાં; બત્રીસો ખરચાઇ ગયા
તોય ગ્રાંન્ટરોડને સફેદગલીના બે લત્તાતો બાકીરહયા;

( અપુર્ણ )

અહીંથી બાકી રહ્યું તે ખુબીના ખજાનામાંથી
વાંચી લ્યો; કી. રૂ. ૨॥



## ( પેટંન્ટ એન્ડ પ્રાઇવેટ વાર્તા નં. ૧ )



બાપુજી ગધેડાને પુછડે પાણી એ કહેવત શાથી કહેવાણી. ?

જો ભાઇ ગધેડાને પુછડે પાણી એ કહેવત શાથી કહેવાણી તે તુ ચીત દઇને સાંભળ ગયા સઇકામાં ગુજરાતના એક ગામડામાં એક જીવણુ નામનો દરજી રહેતો હતો. અને તે ગામમાં ફકત દરજીનુ આ એકજ ઘર હતુ તેથી ગામમા તેનુ માન ઘણુંજ વધી ગયુ હતું, ગામમાં એકનો એકજ દરજી હોવાથી લોકો તેને ભાઇજી કેહીને બોલાવતા, વળી ગામના પોલીસ પટેલ અમાઇદા અને મતાદાર મરઘાભાઇ તથા હળીબખાં હવાલદાર ને રાંમલો રાવણીઓ તેને ખુબ માન આપતા અને દરજીને પોતાની બેઠકોમાં પાસેજ બેસાડતા કારણ કે ઉજ્જડ ગામમાં એરંડો પ્રધાન, એમ જીવણુ મેરાઇ લોકોમાં પુજાતો હતો. એક દીવસ ઘાજી કાકાના કીકા ની ડગલી શીવતે શીવતે આ જીવણુ મેરાઇના મનમાં એક જબરો તુરંગ ઉઠીઆવ્યો, ને ઝટ ઘરમાંથી બઇરી ને બહાર બોલાવી પાસે બેસારીને કહેવા લાગ્યો કે, જો હાંભળ હવેથી તારે મને જેવો તેવો ના જાણવો; હવેતો

મારૂનાંમ ગામ પંચાતીયામાં ગણાય છે અને પટેલ પણ મને પુછીનેજ પગલું ભરે છે. અત્યારે જો હુ ધારૂં તો બધા ગામને વેઠે બોલાવું; બઇરીએ કહ્યુ, શું તમારૂ કપાળ ખાલી ગપ્પા મારતાંજ આવડયું છે. આવું સાંભળતાની સાથેજ જીવણ મેરઇના સરબતી મલમલ જેવા સફેદ રદયમાં ગુસ્સાનાં ઉપરા ઉપરી આભલાં ઉમટવા લાગ્યાં, અને તેની સાથે બીજાજનાં મોજા મગસમાં અથડાવાથી ભાઇજીનું ભેજું એકદમ ભમી ગયું અને એકદમ જોસથી બોલ્યો કે રાંડ જોઇ લેજે હવે આ બદાનો ઝપાટો, એમ કહી હાથમા ગજ લઇને ગુસ્સાનો ભર્યો જુસ્સાભેર ચાલતો પોલીસ પટેલને ઘેર આવ્યો આવતામાંજ તુરત પટેલે આવકાર દીધો અને કહ્યું કે આવો ભાઇજી કેમ એકદમ આવવુ થયું ? જીવણ મેરઇ ઝપાટાબંધ બોલી ઉઠયો કે જુવો પટેલ અત્યારે આખા ગામમાં તો હું એકલોજ છું ને. જો કદી હું ના હોઉં તો લોકોતો છતે લુગડે ઉઘાડાંજ ફરેને વળી જેમ બાવન પત્તામાં સૌથી ચઢીઆતો એક્કો હોય છે, તેમ આપણા આખા ગામમાં હું પણ એક એક્કોજ છું તો પછી મને કોઇ વાતનું દુખ રહેવુંજ ના જોઇએ. જુવો અત્યારે તમારે ત્યાં વાળંદ વેઠ કરવા આવે છ, અને મારે ત્યાં કેમ ના આવે, પટેલે કહ્યું કે ભાઇજી

એ તો તમે ખોટું બોલ્યા. વાળંદ તમારે ત્યાં તો વેઠ કરવા કદી આવશેજ નહી. જીવણે કહ્યું કે ત્યારે મારે આ ગામમાં રહેવુંજ નથી, કારણકે ન્યાત પટેલની છોકરી જોડે પરણ્યા છઇએ એટલે તે ખાનદાન ઘરનીદીકરીને ખાંડવા દળવાનુ પણ કહેવાય નહિ, તેમ શરીરની પણ ઘણીજ કોમળ છે; કાલેજ છીક ખાધી એટલામાં તો તાવ ચઢી ગયો. આવી દેહની નાજુક છે, માટે મારે કામ કરનાર વેઠીઓ તો જોઇએજ. જો વાળંદ વેઠ કરવા નહી મોકલો તો હું આ ગામ છોડીને બીજા ગામ જતો રહીશ. આવું સાંભળીને પટેલે વીચાર્યું કે એક માસ પછી ઘર આગળ દીકરીનું લગન લેવાનું છે અને જો દરજી જતો રહેશે તો કપડાં શીવડાવવાની ઘણીજ આપદા પડશે તેમ ધારીને પટેલે કહ્યુ કે જુવો ભાઇજી હું વાળંદને સમજાવીને તમારે ત્યાં વેઠ કર મોકલીશ. જાવ આજથી વાળંદ રોજ તમારે ત્યાં વેઠે આવશે આમ કહી જીવણને સમજાવીને ઘર તરફ વીદાગ કર્યો. કેટલીક વારે હજામ પટેલને ત્યાં વેઠે આવ્યો ત્યારે પટેલે તેને સમજાવીને કહ્યું કે ભાઇ નરસીરાત થોડા દીવસ તારે જીવણ મેરાઇને ત્યાં વેઠે જવુ પડશે વાળંદે કહ્યું કે બાપા હું તો તમારીજ વેઠ કરવાને બંધાએલો છું હું મારૂ માથું ગયેય કદીએ વહુવૈયાની

વેઠ કરવાતો જાઉં નહી. પટેલે વાળંદને સમજાવીને કહ્યું કે જો ભાઇ એક માસ પછી આપડે ત્યાં દીકરીનુ લગન લેવાનુ છે, તેનાં કપડાં વગેરે શીવાઇ જાય ત્યાં સુધી તુ ચહાય તો છુપી રીતે તેને ત્યાં જજે અને બતાવે તે ફેરો ખાજે જો તું ત્યાં વેઠે જશે નહિ તો તે આ ગામ છોડીને નાસી જશે, તો આપણુને લગ્નમાં ઘણીજ અડચણુ પડશે આવું પટેલનું કહેવું સાંભળીને વાળંદે વેઠે જવાની હા પાડી. અને બીજે દીવસે દરજીને ત્યાં વેઠે ગયો. અને ત્યાં જઇને કહ્યું કે ભાઇજી મને જે કામ હોય તે દેખાડો જીવણુ મેરમ જોસથી બોલી ઉઠયો કે કામમાં શુ દેખાડવું છે ઘરમાંથી કચરા કાઢોવાસણુ માંજો અને બઇરાનાં કપડાં, સાડલો, ઘાઘરો ચોળી, જે હોય તેમાં સનલાઇટ સાબુ ઘાલીને ધોઇ લાવો. અને રાત્રે ટાઇમસર વાળુ કરીને પાછા આવો તે મસાલ સળગાવીને સંચા પાસે મધરાત સુધી ઉભા રહો, અને સુતી વખતે બે કલાક કેડો ગદડી ચપી કરીને પછી ઘેર ચાલ્યા જાવ એવું સાંભળીને વાળંદતો ખુબ ગભરાયો પરંતુ પટેલના સખત દબાણુના લીધે બધી વાત તેણે કબુલ કરી. અને રોજ વેઠ કરવા લાગ્યો. વાળંદને વેઠ કરતાં લગભગ વીસેક દીવસો વહી ગયા. તેટલા વખતમાં તો આ નરશીરાત મનમાં બળી

બળીને સુકા તુરીયા જેવો થઇ ગયો, અને રાતનેદહાડો તેના હૃદયમાં અગ્નિના ઉભરા ઉભરાવા લાગ્યા. પરંતુ પટેલનું કામ પુરૂ થતા સુધી આ વાળંદથી દરજીને કાંઇપણ કહી શકાય તેમ નહોતું તેવામાં ભોગજોગે એકાએક જીવણ મેરાઇની ઓલ્ડ મધર જેકોર ડોશી જોતજોતામાં ડુંટીયાના રોગથી ટાઢાં પડી ગયાં એટલે જીવણ મેરાઇએ તુરતજ વેઠે આવનાર વાળંદ સાથે આખા ગામમાં ખબર અપાવી કે ભાઇજીના માજી જેકોર ડોશી સાંજના સાડા સાત વાગે જમને ઝપાટે ચઢી ગયાં છે, માટે અભડાવાને આવજો. આવું સાંભળી આખા ગામના લોકો ત્યાં આવ્યા. અને મોટી ધામધુમથી ડોશીને વાજતે ગાજતે કાડયાં. સમશાનમાં જઇ દહન ક્રિયા કરી. નાહીધોઇને ઘેર આવ્યા, અને બધાં સગાં વહાલાં ટોળે થઇને બેઠાં અને મરહુમ જેકોર ડોશીના ગુણ દોશની ગીતા વાંચવા મંડયાં.

વહુજી બોલ્યાં કે મારી સાસુ ગમે તેવાં ગાંડાં ઘેલાં હતાં પણ બખીઓતો એમનાજ બાપનો તે સાંભળીને જીવણ મેરઇ બોલ્યા કે:– ભાઇ તે વાતોને હવે પડી મુકો. અને ન્યાતમાં ચીઠીઓ લખો, ને આખી ન્યાતને તેડાવો અને ડોશીના પછવાડે ન્યાતમેળો કરીને ખુબ

ઉડાડો. અને જશ ક્યો. અવશર આવ્યો છે કે આવશે
- કે હવે હુ તમોને સલાહ બતાવુ તેમ કરો. જુઓ:
અના મેરઇને શીધા સામાનનું કામ સોંપો. અને ઘીની
વાઢી ગભા મેરઇના હાથમાં આપજો, કારણકે સગાંને
જમ્યાનો ખુબ સવાદ પડે. બીજુ એક એ કહેવાનું
કે પરશો.તમ પંડયાને ત્યાંથી પડીઆ પતરાળા લાવજો.
વિગેરે અંદોબસ્ત કરીને જીવણુમેરઇ હુકકો પીવા બેઠા
ઘરમાં બઇરાએ બારમાનું શીધુ સામાન તથા મસાલા
વિગેરે તૈયાર કરવા મંડયા. અને જોતજોતામાં તો
બારમાનો દિવસ નજીક આવી પહેચ્યો અને ધીમેધીમે
ગોકુળ એક બધી ન્યાત અને તમામ સગાંવહાલા
આવી પહોંચ્યાં જીવણુ મેરાઇને આંગણે તો મોટો
ગોરાઈઓનોજ મેળો ભરાયો તે વખતે જીવણુ મેરઇ
ખુબ રોફથી પેલા વાળંદ પાસે ખુબ વેઠ કરાવા લાગ્યો
પોતે વિચાર્યુ કે આ સાગર ન્યોત સુ જાણશે કે આ
જીવણુ મેરઇને ત્યાં વાળંદ વેઠ કરે છે, તેમ ધારીને
વાળંદને પોતાની ન્યાત વચ્ચે બોલાવીને કહેવા લાગ્યો
કે, જો અલ્યા વાળંદ આ જો પેલા સાંમા બેઠા છે,
તે અમારાં મશીઆઈ સાસુના સાળાની દીકરીના
ભાણેજની દીકરીનો સાવકા દીકરા થાય છે વળી પેલા
જે ચસમા પહેરીને બેઠા છે તે તદન ડોસા જેવા

દેખાય છે તે અમારી વડ વેવાણની દીકરીની દેરાણી ના ભાઇના સાળાના મ માજીના મસીએઇની દીકરીના દીકરાના ભાણેજ જમાઇ થાય છે. માટે ખુબ તરેહથી તેમની ચલમો ભરજે અને બરોબર કેડ બાંધીને ચાકરી કરજે આવું જીવણ મેરાઇનું કહેવું સાંભળીને આ વાળદ તો ત્યાં બળ્યો ધીખ્યો થઇ ગયો પણ શું કરે મનમાં સમસમીને શાન્ત રહયો અને મનમાં વિચાર કરવા લાગ્યો કે જો કદી મારો દાવ આવે તોતો આ દરજીની પુરેપુંરી કમબખ્તી લાવું તેવામા તેરમાનો દિવસ આવ્યો અને તે દીવસે શરવણીનો ખાટલો પથરાયો તે વખતે જીવણુ મેરાઇએ વાળંદને બોલાવીને કહ્યું કે અલ્યા નરસીરામ જા દોડ અને એકદમ આપડા ત્રીપુડાશંકર ગોરને તેડી લાવ અને રબારીવાડામાંથી એક ગાય હાંકી લાવ જે ગાયો ચરવા છુટી હોય તો વાછરડીને પણ લાવજે. આવો મેરાઇનો હુકમ સાંભળી આ વાળંદ એકદમ ગોર પાસે આવ્યો અને હાથ જોડીને પગે પડી કહેવા લાગ્યો કે મહારાજ આજે મારો દાવ આવ્યો છે માટે હું કદી વાછરડાને બદલે બીજું જનાવર લાવું તો તમે ચલાવી લેશો? ગોરે કહયુ કે હા જા લાવજે એટલે તુર્તજ વાળંદે કુંભારવાડામાં જઇને

એક ગધેડાનું બચ્ચું પીછોડીમાં વીંટાળીને ઉચકી ગોરની આગળ મુકયુ ગોર મહારાજે વીંટેલા કપડામાંથી ફકત ચાર આંગળ પુંછડુ બહાર કાઢીને બધાંને પુંછડે હાથ અડકાડવાને કહ્યું અને પુછ પાણી કરવાને માટે બધાંએ જ્યાં પુછડે હાથ અડકાડયો એટલે ગોરે ઉપર પાણી રેડવા માંડયું અને ભાગલો તુટલો શ્લોક ભણુવો શરૂ કરી દીધો. કે પુછ અડકતી ને ભડકતી સમરપયામી કહીને પુછ પાણીની ક્રીયા પુંરી કરી બાદ જીવણુ મેરાઇએ વાળંદને કહયું કે અલ્યા વાળંદ હવે આ વાછડીને જયાંથી લાવ્યો હોઉ ત્યાં મુકી આવ. વાળંદે કહ્યું કે ભાઇજી એતો ચરતી ચરતી એની મેળેજ ચાલી જશે કહીને ઉપરથી પીછોડી ઉઘેડા નાંખી ને ખોલકાને હાંકી મુકયું. ને ત્યાંથી નાસતી વખતે તે એકદમ ભુકી ઉઠયું તે જોનાંજ જીવણુ મેરાઇના ગુસ્સાનો પાર રહયો નહી. અને વિચાર્યું કે—

જો આ વખતે ધરતી ફાટી જાયે તો માંય પેશી જાઉં અરેરે મારા સસરા ધાંયજાએ તો ઘર માર્યું. પાકો જુલમ કર્યો, સો ઘરની ન્યાત વચ્ચે ગધેડાને પુંછડે પાણી કરાવ્યું માટે હવે મારે આ ગામમાં શું મોં

લઇને રહેવું કહી બધી ન્યાતને વીદાય કરી અને પોતે પોતાનો તમામ ઘર ખટલો એક ગાડામાં ભરાવી ગામ છોડી નાશી જવાને તૈયાર થયો એટલે પોલીસ પટેલે તેમ બીજા મતાદારોએ તથા કેટલાક ગામના લોકોએ આવીને કહ્યું કે ભાઇજી વાળંદે ઘણીજ મોટી ભુલ કરી છે. અને અમે બધા તેને એ બાબતમાં પુરે-પુરી સજા કરીશું, પણ તમો તો નાજ જશો. મેરાઇ એ કહ્યું કે મારૂ માણુ ગયે પણ હું આ ગામમાં હવે રહેવાનો નથી. લોકોએ ઘણું ઘણું સમજાવ્યો પણ જીવણુ મેરાઇના ગજુની મગજમાં કોઇની વાત ઉતરી નહીં. અને એકદમ ગાડુ હંકાવ્યું. અને ગુસ્સામાંને ગુસામાં ચાલી નીકળ્યો તે જોઇ ગામ લોકોએ તેમ પોલીસ પટેલે વાળંદને બોલાવીને ખુબ ઠપકો દીધો કે મુર્ખા થોડાક માટે તેં કામ બગાડી દીધું. તે ઠીક કર્યું નહિં ને નાહક દરજીને છંછેડીને કાઢી મુક્યો. હવે ગામમાં કોણ શીવશે. વાળંદે કહ્યું કે ભાઇસાબ જો તમો બધા કહેતા હો તો એને પાછો બોલાવી લાવું પટેલે કહ્યું શું ધુળ હવે તે પાછો આવે. જેણે આખા ગામનું કહયુ ના માન્યું ને તે તારૂ કહયુ માનશે વાળંદે કહયુ કે તમે બધા જોયા કરો એને

મનાવવાની કુંચી મારી પાસે છે પણ જુવો હું એને પાછો બોલાવી લાવું છું પણ તમો હવે તેને ગામમાં પેસવાજ દેશો નહી. પણ જયારે ગામ છોડીને નાઠો તેની ગુનેગારીના રૂપીઆ સો દંડ આપે ત્યારેજ એને ગામમાં આવવા દેજો એમ કહીને વાળંદ તુરતજ ઘેર આવ્યો અને ખુબ બની ઠનીને બગલમાં કોથળી ઘાલી એકદમ દરજીની પછવાડે ચાલી નીકળ્યો. તે જે રસ્તે આ દરજીનું ગાડું જતું હતું તેજ રસ્તે આવી પહોંચ્યો અને ગાડાની બાજુમાં જઇને એક મોટો ખોંખારો ખાધો. એટલે દરજીએ તુર્ત તેના તરફ જોયું. અને ક્રોધ ભરી આંખ્યે તાકી રહ્યો. એટલે હજામ મુછો રગડી હાથનો ઇસારો કરીને કહેવા લાગ્યો, કે ભલી નાઠી છે, ભલી નસાડી છે. આ બે શબ્દો તો દરજીનું હ્રદય વીંધી સોંસરા આરપાર નીકળી ગયા. અને એકદમ ગાડા ઉપરથી કુરકીને બોલ્યો કે અલ્યા હજામડા શું હું તારોજ કાઢયો જાઉં છું. એમ કહીને તુરતજ ગાડું પાળ્યું. અને ગાડુ હાંકી ગામ તરફ આવ્યો. તે જોઇ ગામ લોકોતો સ્તબ્ધજ બની ગયા. ને દરજીને એકદમ રોકીને કહેવા લાગ્યા કે ભાઇ તેં બધા ગામનું અપમાન કર્યું તે માટે તારો સો રૂપીયા

દંડ લેવો પડશે. દરજી દંડ આપવાને કબુલ થયો. અને કરગરીને પાઘડી ઉતારીને ગામ લોકોને કહેવા લાગ્યો કે-બાપા તમો મારા સોના દોઢસો રૂપીઆ દંડ કરો પણ હવે એ હજામની બોલી ઉપર મને આ ગામમાં રહેવા દો. પટેલે રૂપીઆ સો દંડ લઇને ગામમાં રહેવા દીધો. તે દીવસથી આ કહેવત કહેવાતી આવે છે કે ગમે તેટલું ખરચ્યું તોય ગધેડાને પુંછડે પાણી જાણ્યું ભાઇ વળી આથી વધારે ગમ્મતો વાંચવી હોયતો રાવકવીનું ખુબીના ખજાનાનું મોટું પુસ્તક મંગાવો. કે જેમાં ગજલો, વાતોનો, અને ફારસોનો મોટો ભંડાર છે. બાપુજી જરૂર તે પુસ્તક મંગાવો. આવી ગમ્મતોથી મને ઘણો આનંદ થાય છે.

---

# કવિતા કાતર જેવી.

## રાગ સોય દોરાનો.

વન વગડામાં ગગડો જામ્યો, ગભરાયો ગબલો મેરઈ,
વરનો બાપ વિમાસણ કરતો ગુંચવણીમાં બહુ ઘેરઈ

લુંટારાએ લાગ સાધીઓ લાખ ટકાની લીધી લાજ,
સુંદાપાક ઘણો ખવરાવ્યો તેતર ઉપર તળપ્યા બાજ
કેશવ દરજી કાતર શોધે ગજ ગોતે ગોબર મેરઇ.
હરીઓ કહે કે કાઢો હોયો આ વીવાની વરસી થઇ
સુદર ભાષણથી ઉસ્કેરે કળા ગોઠવે કરસન હઇ
પણ ચોરોને દેખી મેરઇની ચોગર દમથી વેરાઇ ગઈ
કચરો દરજી દાંત કચરડે, મોહન હઈ મુછો રગડે,
બબો મેરઈ કહે બળ્યો આમનખો લાજ લુંટાણી વનવગડે
ગીરધર હઈ કહે ગભરાશોના શનો મેરઈ કહે શોધો દાવ
ન્યાત એકઠી કરી નગરમાં ચોર પકડવા કરો ઠરાવ.
હવે ન હીમ્મત હારી જાશો એવું બોલ્યા અમથો હઈ
દામોદરજી કહે ન ડરશો હતી થવાની તેતો થઇ,
ગરબડ હઇને ગડદો વાગ્યો લલ્લુ હઇને વાગી લાત
ખુબી તણા ખજાનામાંથી વાંચી લેજો પુરી વાત.
સોય સપાટા ગજના ગોદા કાતરથી [illegible]વીજ કતલ
જંગ ઝપાટે વધતો જાતો જાણે લડવા મોટા મલ.
જોદ્ધાઓને જંપ વળે ના રાત હતી અંધારી ઘોર.
માંહોમાંહે માર મારતા એક બીજાને કહેતા ચોર.
જોવા જેવી જાન લુટાણી, પુર્ણ વાંચતાં પડે મજાય
અજબ હીસ્ટરી આ મેરઇની ખુબી તણા ખજાના માંય.

## દોહરો

ગાંના નામે ગામડી, ત્યાં વેવૈંનો વાસ,
ન્યાત પટલીઓ નાથીઓ ઉમ્મર વરસ પચાસ.
વહુતો નામે વીજળી દીકરી નામે ડઇ,
લખમણીઆ વેરે વરી તેની શી ગત થઈ.

પેટ પકડીને હસાવનારી આ પુરી સીરીયલ વાંચવા ખુશીનો ખજાનો મંગાવો. કી. રૂા. ૨ા

---

# વંડરફુલ હાસ્યવિનોદ વાર્તા નં. ૨

ગયા વરસના ડીસેમ્બર માસની દરો આઠમઉપર એક ભીખી નામની વાણીઅણ બાઇએ વરત ઉજવ્યુહતુ અને તે દીવસે કરેલા અપવાસમાં ફરાળ તરીકે ખાવામાં ફકત બાજરીના કાચા લોટની કુલેરના લાડુ અને રાત્રે પલાળી મુકેલાં મઠ અને બાજરીનોજ ઉપયોગ કરવાનો હતો પુરી મરજાદી અને દાઢની કોપેલી આ ભીખી તો સવારમાં ઉઠી ત્યારથીજ ભુખને પોકાર કરવા લાગી પોતે વહેલી વહેલી નાઇ ધોઇને તૈયાર થઇ ગઇ તેમ ધણીને

અને છોકરાંઓને પણ ખુબ ધમકાવીને જગાડયાં અને નવરાવી ધોવરાવીને ટેન્ચન બનાવી દીધાં. પછી પોતે એકદમ દોડતી મંદીરમાં જઇ મંગળાનાં દરશન કરી આવી અને ઘરમાં આવી ફ્રરાળ ફાકવું શરૂ કર્યું. તે અરતી ગઇ ફરતી ગઇ ઘરનું કામકાજ કરતી ગઇ અને કાચુ ચવાણું ચરતી ગઇ આખો દીવસ આવુ કાચુકોરૂ ખાવાથી પેટમાં ગડગડાટ થવા લાગ્યો અને ચુંક આવવા લાગી તેથી ભીખીએ વીચાર્યું કે હજી સંધ્યાકાળ છે. રાત પડી ગઇ નથી ત્યાં સુધી હું ઝાડે ફરી આવુ આમધારીલોટો ભરી ભીખી વહેલી વહેલી ગામની ભાગોળે ગઇ તેવામાં ત્યાં છુપાઇને બેઠેલા ચાર ચોરો આ ભીખીને જોઇ અને ધીમા ધીમા તેની પાસે ગયા અનેએકદમ પકડી લીધી અને દાગીના ઉતારી લેવાને તૈયાર થયા. ત્યારે ભીખીએ તેમને વિનંતી કરીને કહ્યુંકે જુઓ તમો મારી એક અરજ સાંભળો પછી ભલે તમામ દાગીના હુંજ તમોને ઉતારી આપું છું. ચારમાંના એકે કહ્યુંકે બોલ શું કહેવા માગે છે. ભીખીએ કહ્યુ કે ભઇશાબ આ દાગીના લઇ જાવ ને જો કહેતા હોતો આથી દસ ઘણા દાગીના હું તમોને લાવી આપું પરંતુ મારૂ એક દુખ ભાગો ચોરોએ કહ્યું કે બોલ શું દુખ છે ભીખીએ કહ્યુ ભઇશાબ મારેને મારા

ભાયડાને આ ત્રણ દીવસથી ટકરાર ચાલેછે. અને મને રોજ બાંધી બાંધીને માર મારે છે વળી રોયો માવડીઓ છે એટલે માની શીખવણીએ ચઢીને મને મારી નાંખવા ફરે છે તો જો તમો મને અહીંથી બહાર ગામ લઇ જાવ તો હું રૂપીઆ દસ પંદર હજારનુ ઘરેણું લઇઆવું કહીને ભાખી ખુબ રડી ગઇ તેથી ચોરોને દયા આવી અને કહેવા લાગ્યા કે જો હમે તને જવા દઇએ છીએ માટે દાગીના લઇને વહેલી આવજે. ભીખીએ કહ્યું કે વારૂ જુવો મારૂ નામ ભીખી છે, અને પેલુ સામુ દેખાય છે એજ મારૂ ઘર છે જો કદી મને આવતાં વાર લાગે તો તમો ત્યાં આવીને ભીખી, ભીખી, કરીને બુમ મારજો. ચોરોએ કહ્યુંકે ઠીક જા ભીખી ત્યાથી પાણીનો લોટો ઢોળી દઇને પસાર થઇગઇ ને આવીને ઘરમાં પેસી ગઇ ને બારણાં ચોકસ બંધ કરી દીધાં અને પોતે પથારી કરી નીરાંતે સુઇ ગઈ ત્યાં ચોરોએ ભીખીની ઘણીજ રાહ જોઇ છેવટ મધરાત વીતી ગઇ પણ ભીખીનો ભણકાર પણ સભળાયો નહી. એટલે ચોરો તેણે બતાવેલી જગ્યાએ તેના ઘર પાસે આવી પહોચ્યા. અને ભીખી ઓ ભીખી કહીને બુમ પાડી એટલે ભીખી તુરતજ બોલી કે ભાઇ નહોતી શીખી તે શીખી હવે કાચુ કોરૂ ખાઇશ નહી

અને અહુરી અધાણી થઈશ નહી બીખીનુ આવુ ભેદભર્યુ ભાષણ સાંભળીને ચોરો બીજુ મોઢુ લઈને ચાલતા થયા રે રજયા મહેરબાન આ વાત ધ્યાનમાં રાખજો. કે બીખી એ બીખી. બાઈ નહોતી શીખી તે શીખી, હવે કાચુ કેરૂ ખઈશ નહી અને અહુરી અધાંણી થઇશ નહી.

---

## ( હડહડતો જમાનો. )

### મનહર છંદ

રાગ મનગમતો.

વિપ્રો થયા વિદ્યા હીણુ દુર્બળ દશા છે દીન,
લલનામાં રહ્યા લીન સાધુઓ શિકારી છે;
મન તો થયાં મલિન પિન્ડ અતિ થયા પીન,
આળસે થયાં આધિન નર અને નારી છે.
ધર્મો તો થયા નવીન મત થયાં ભીન્નભીન્ન,
ખોદણીથી થયા ખીન્ન અંગમાં આજારી છે:
કહે કવિરાજ હવે લોકો તજી બેઠા લાજ,
ચોટલીમાં ચોર પડયા જનોઇઓ જનારી છે.

૨

દાતા નૃપ ભોજ ગયો દાની ત્રપ કર્ણ ગયો,
એ દાન વીર દાનીઓની મુર્તિઓ કંઇ ગઇ;
હરીચંદ્ર હીમ દાની બળિ જેવા મયદાની,
દાળમાં તો એદાની હજારો માંહી રહી ગઇ.

આ સમય માંતો અતિ કૃપણ ને અભિમાની,
નાદાની બેઇમાનીને શેતાની દીપી રહી;
કહે કવિ શેખીનોના કોશ પર મચ્છરદાની,
ખાલી ખાનદાનીમાં એક ચાયદાની રહી ગઇ

૩.

દંડીઓ પાખંડી થયા સ્વાદીયા પરમ હંસ,
પંજારા પ્રપંચી થઇ દેવ સેવા ટાળી છેઃ
અધર્મિ વેદ થયા વેદીયા વિશાઇ થયા,
જયોતિષ વેન્તાઓની અસત્ય સાથે યારી છે.

ગુમાની થયા ગવૈઆ માની થયા મોટા જન,
ત્યાગી ધરબારી અને ગૃહી અવીચારી છે;
લઠધારી મઠધારી માયામાં રહે મશગુલ,
ચંડાળ ગુરૂની ચેલીઓની સાથે યારી છે.

૪

લલાટમાં લાંબા લાંબાત્રિલકને તાણે વળી,
જન બધા જાણે થિ-ત ભજનમાં ભારી છે;
ભગતડા થઇ નીત્ય વડી વડી વાતો કરે,
ધર્મતણા ઢોંગી પોતે પુરા અનાચારી છે.

હરરોજ હોટલોમાં જમે હાલ સમયમાં,
હિન્દુઓની દશા હાય ભારે ભયકારી છે;
સનાતન તણું છેક થાવા બેઠું સત્યાનાશ,
વિનાશકાળે તો મતિ વિપ્રિત થનારી છે.

૫

જગતમાંહી ભક્ત ઘણા બગલા ભગત બન્યા,
જુગટીઆ જોગટાઓ જુઠા જટાધારી છે;
નદી તીરે એક પગે ઉભા ઉભા ધ્યાન ધરી,
બગલા તપશીજીએ માછલીને મારી છે,

રેલવેના પાટા જેવાં તીલક કપાળે તાણી,
મોટા મણકાની માળા ડોક વિષે ધારી છે;
કહે કવિરાજ હવે ઉગારો હે અવિનાશી,
અંતરમાં મને એક આશ તો તમારી છે.

૬

મુજી થયા શેઠીઆને વાણોતરો થયા ચોર
મુસદ્દીઓ મારીખાય, ખલ્કની ખુવારી છે.
હાકેમદારો તો હાલલીએ; દંડ છાના માના
શાક દુધ દાતણ સુધાન્ત લાંચ પ્યારી છે.
ન્યાય તણી રેખમાં; મારેછે મેખ મુનસફો
સત્યનું અસત્ય કરવાની રોજગારી છે.
ભીખારી અપાર થયા; વેપારી નાદાર થયા
થાપણો જમાંથતે; દેવાળાની તૈયારી છે

૭

અતિછે ફજારદાર માલદાર છે મજુર
ચોકીદાર ચોર; દયાવાન દુખ કારી છે.
તસ્કરને છોડીદીએ; શાહ તુણો દંડ લીએ
ચુગલ ખોરોનો ઈતબાર આજ ભારી છે.
શાધુને દેખી છણકાય; પાખંડીના પુંજે પાય
ભુંડાઓએ તો ભલાઈ; મનથી વીસારી છે.
કુહે કવીરોવ આવું જોયું; મેંતો કઇક સ્થળે.
આજ કાલ દોઢીઆંની મોટી મારામારી છે.

હાલની તાજી હીલચાલના આવા મનહર; મનને સચોટ અસર કરતા અને જમાનાનું પુરેપુરૂ ભાન કરાવતા અને વાંચતાં મનને આનંદ ઉપજાવતા એવ. મનહરોનો મોટો મનહર કોષ ખુબીના ખજાનામાંથી વાચી લેશો.

---

# હાલની તાજી હીલચાલ.

## મુંબઇ ઉર્ફે અજંપા નગરીમાં ભારે બીજને સમાં ભરાઇ પડેલા ગુજરાતના નકુલી વેપારીઓ

### કવાલી બહેરાના કાન જેવી.

તાલ લંગડાની ચાલ જેવો.

### સેરપલ સાંગ.

પ્રવાસી ગામડા ગામે  બધીએ ડોશીઓ દેખી
પુછેલા તેમને પ્રશ્નો  પુરૂષ સંખ્યા કમી પેખી
પ્રવાસીને મળ્યો ઉત્તર  ગયાછે શેઠ મુંબઇમાં
અમારા જેઠ પણ જઇને  કરે છે વેઠ મુંબઇમાં

દીયરજી દોઢીઆ માટે  દીએ છે દોટ મુંબઇમાં
કુવા ફેરીતણો ધંધો  કરે છે કોટ મુંબઇમાં
ચચ્ચાને ચાહની હોટલ  પીતાજી પાન લોવે છે
બપાવા વેચતા બોતલ,  જમાઈ જોષ જોવે છે

ભલાભાઇ તો ભુલેશ્વરમાં;  જઇ ઉપદેષ આપે છે
મળેજે દાન એનાથી;  ક્ષુધાનું દુઃખ કાપે છે
બનેવી માટલાં માંડી;  પરબનું પાય છે પાણી
લખે નણદોઈ નામુને;  ધણીજી ભુંજતા ધાણી

ગલીમાં ગાંઠીઆ વેચે;  કુશળ કંદોઇ છે કાકા
અને મારકીટમાં મામા;  ગણે કાપડ તણા તાકા
કરે છે સેરનો સટ્ટો;  ભણ્યો ભાણેજ મુંબઇમાં
નથી પુતર તણો પત્તો;  હશે મવાલી મુંબઇમાં

નથી ત્યાં સાથરો સુવા;  નથી ઘરબારનો પત્તો
ઘણાતો ઓટલે સુતા;  ગીલીચ ગંધાય જ્યાં લત્તો
મરે મંદવાડ વેઠે છે;  છતાં જોતા નથી જાગી
બીજા ધંધા પડયા બહોળા;  છતાં મુંબઇની લ્હેલાગી

જરૂર વિદ્વાન કે ધનવાન; માટે એ સ્થાન સારૂ છે
પરંતુ દુર્બળા માટે;  નર્કથી એ નઠારુ છે.

ગયા છે ગ્રામ્ય ઉદ્યોગો; પડયાં છે ખેતરો ખાલી
પરંતુ શો પવન વાયો; દિશા દક્ષિણની જાલી
( વાહરે મુંબઇ માવલી; કમાય રૂપીઓ ત્યારે પડી
રહે પાવલી ]

આવી સુંદર અને હાસ્ય ભરી કવાલીઓ અને ગજલો વાંચવી હોયતો ખુબીનો ખજાનો મંગાવો; કી. રૂ, ૨॥

---

# રાવ કવિની મુંબઇની મુસાફરી.

## અસલ ફોરસરોડના ફજેતા જેવો

## રાગ ફોકલેન્ડરોડનો.

ગુલાલ વાડીમાં ગભરાયો; ધસમસતો ત્યાંથી ધાયો
ફોકલેન્ડના ફર્સ્ટ પગથીએ; ગોળપીઠા પર હું આયો
આગળ જાતાં અંજેબ રંગતો; મુજ નજરે લાગી પડવા
આજુ બાજુ નીહાળતાં તો; ભાળ્યા રંડીને ભડવા
કઇક જગ્યાએ ઓરડીઓ તો; રંડીથી ઉભરાઇ રહી
એકએક પીંજરમાં આઠઆઠ વાંદરી; માળામાંપણ માયનહિં
ભાડે ખાવું ભાડે સુવું; રહેવાનું પણ ભાડાથી
તોય ભરી ભરપુર છે મુંબઇ; વેશ્યાઓના વાડાથી,

કોઈ ગલીમાં ગોથાં ખાતી; કોઇતો અડી અટારીમાં
કોઇ દરવાજે કરે ડોકીયાં; કોઇ બેશીરહે બારીમાં

કોઇ રખડતી રસ્તાપર; કોઇ પડી નીચે કુટ પાળીમાં
કોઇ કર્કશા ઉભી ઉભી; જોકાં ખાતી જાળીમાં

અલબેલી ઈશારા કરતી; જોતી ધારી ધારીને
મઇ પેઠેલા મીસ્ટરને ઝટ, હાંકે ઝાડુ મારીને

કુટણીઓ પણ કલાસ ગોઠવી, બારીમાં જઇને બેસે
રોઝ રવડના આવે રાત્રે, મરજી હોયતે મઇપેસે

કઈ રાણા કઇ રંક શ્રીમંતો, વૃદ્ધ જુવાન અને બાળા
ચાર ચાર વાર ચઢી ઉતરે, રાત્રે રંડીના માળા

હીણભાગીણીના હોલ કુંડમાં કંઇક જનો કુદી પડતા,
ઘુશી જાતા ઘણા હર્ષથી નીકળતાં દીસે રડતા;

પડે ચાંદીઓ થાય પરમીયા તોય કરમીઆ ઝંપેના
માશીબાના મંદીરમાં જઇ કાળું કરતાં કંપેના

કરી નકામા કાઢી મુકે ઉપરથી દઇને ઝાડુ,
તોય કુકરમી કામી કુતરા દેખે ગોળ તણું ગાડું.

ઉપલે માળે ઇઝડા રહે છે વચમાં વસતી વંતરીયો
થડ કલાસમાં તદન ઠાઠીઆં પડોશમાં વસતી પરીઓ

ગાનતાન ગુલતાન ઉડાવી સંગીતથી સંતોષ કરે
પિસાચણી પાપીણીઓબીજી ધનને જોબન બેઉ હરે.
મંકી સરખા મુખડા ઉપર પાવડરનુ મારે પોતું
ના માને તો નક્કી કરવા જા તારી નજરે જોતું,
બળ બુદ્ધી હીણુ બ્રેકફાસ્ટનું બોર્ડ બરાબર વાંચીને
સુંદર એક સીગર સળગાવી પીલા હાઉસ પર પંહોંચીને
પછી ગયો પરબારો ત્યાંથી વાઇટલેનની તરફ વળ્યો
સફેદ ગલીમાંથીજ સરકતાં એક મુરખો મિત્ર મળ્યો
સલામમાં દીધો સમજાવી ને ત્યાંથી આગળ ચાલ્યો
એવામાં એક દેશી મડમે ઝડપ દઇ મુજને ઝાલ્યો
કમોન સર યુ કમોન કહીને ઇગ્લીશમાં એતો બોલી
જાણે ભુંડી કલકત્તાના કુંભારના ઘરની ખોલી;
અહીંથી છટકી આગળ જાતાં નજર ફેરવી મે ઉંચી,
વિલાયતી વાંદરીઓ જેવી નીરખી સૌ નાકે બુચી.
કોઇ ચાઇનીસ ને કોઇ જેપાનીસ ઈગ્લીશ ને હાફકાસ્ટ અતી
ડાબાં સરખી રક્ષણી રાંડો રસ્તાપર બહુ રડવડતી
અમોસના અંધારા જેવી ચુડવેલ સરખા ચહેરા લઇ
કુંભારજા રાંડો કુટાતી ત્યાં મુજને નજરે દેખઇ

ત્યાંથી ફરતોફોરસરોડ પર આવ્યો ટ્રામ તણી આશે,
પુછયું કે ભાઇ ટ્રામ પરેલથી કોલાબે ક્યારે જાશે
ટ્રામ આવી પહોંચી તેવામાં હુંતો ઝટ બેઠો અંદર
ટીકીટવાલા કહે કહાં જાવગે મેં બોલા બોરીબંદર
આનો લઇને ટીકીટ આપીતે મેં મુકી ગજવાની માંઇ
બોરીબંદર આવી ગયુ પણ હું તેમાંથી ઉતર્યો નહી
એવામાંઇન્સપેક્ટર આવ્યો ટીકીટ જોઇ લાગ્યો કહેવા
બોરીબંદરકા ટીકીટ તુમારા ઉધર કાયકુ ઉતરાના
ટ્રામ ઉભી રહી તેવામાં કે હું તો ઝટ ઉતર્યો હેઠો
ફર્યો હું પાછો પગે ચાલતો પછી ટ્રામમાં ના બેઠો
મંગળદાસ મારકીટકને થઇ શેકમેમન સ્ટ્રીટમાં આવ્યો
હવે પછીનો હેવાલ સઘળો અન્ય બુકમાં દરસાવ્યો.

શુલાલ વાડીમાં થયેલો ગોટાળો વાંચવો હોયતો
ખુબીનો ખજાનો મંગાવો, કી. રૂ. રા

# ચરોતરની ગામડીઆ ભાષાનું ભેદી ભજન

( રાગ મોતી ભગતના ગુંથેલા ચાબખા જેવો. )



## ભજન નં. ૧

એ ત્રણુનો સંઘ ના કરો મારા ભાઇ,
વાણીઆ હોનીને ત્રીજો હઇ.
હાંભળો આ વાત કહું હાચી,
એ તઇણથી દુનીયાં બધી થાચી.

દરજી કહે અમે કાપલાજ ચોરીએને,
કોઇનેય છોડીએજ નઇ.
મુવા પછી જયારે મીલકત તપાસી તેમાં,
અજ ને કાતર રઇ                    એ ત્રણુનો.

કડકા ચોર્યાને વળી કાપલાજ ચોર્યાને,
નેફામાં નજર ગઇ.
ઘરેણાં ગાંઠાં વેચી ખાધા હતાં,
છપ્પનીઆ કાળની મઈ.                    એ ત્રણુનો.

દરજી પહેલાં શાથી રહેતાજ દુબળા તે,
સાંભળો સરવે ભાઈ.
લોકોની પહેલાં બશકી બાંધતા,
મણુ દાણાની મઈ. એ ત્રણુનો.

ગજીઆનાં કેડીઆં હાથેજ શીવતા,
ચાર પાંચ પૈસા લઈ.
અડધુ તેમાં વળી ઉધારે જાયને,
અડધા તો આલેજ નઈ એ ત્રણુનો

કોટ પાટલુન અને ખમીશને જાકીટ,
પહેલાં આવુ કશુ નઈ.
અંગ્રેજ સરકારે જયારે હુંચા આલ્યા,
ત્યારે મેરઈને ચરબી થઇ. એ ત્રણુનો.

ખોંખારો કરતામાં ખારે ભરાવ છો,
એ કુટેવ તમારી ના ગઈ.
ગુરૂ પરતાપે ગાવે ભગતરાજ,
ખરેંખરી વાત કઈ. એ ત્રણુનો.



# ભજન નં. ૨

---

( રાગ-ઉપરનો ને ભજન નીચેનું )

સાંભળો વાણીઆની વાત. મુળમાં ખોટુ લખે ખાતુ
વાંણીઆ કહે હમે વૈસ્નવ કહેવાઇએને વરણુ હમારી બહુ ઉંચી
નાઇ ધોહીને તીલક કર્યા પછી, પાપની કલમ સઇ
એ ત્રણુનો.

સાચુ ને જુઠુ નામુજ લખતાં, ઉમ્મર બધી વહી ગઇ
પોતાના જીવનું ઉંધુ વળો ગયું, તેની ખબર નવ રઇ
એ ત્રણુનો.

બધા મુલકને લુંટીજ ખાધો, પછી પાપની ગાંસડી થઇ
મુવા પછી જયારે મળી ચોરાશી ત્યારે ડાપણુમાં વાટ ઉઠી ગઇ
એ ત્રણુનો.

સાચુ બોલ્યાના તો સમજ ખાધાને, જુઠ જુબાનેજ રઇ
ગરીબો કેરાં ગળાંજ વાઢતાં, વાણીઓ તરસ ખાય નઇ
એ ત્રણુનો.

કરેલાં કરમો તો ભોગવવાં પડશે, એમાં તો ચાલશેજ નઇ

ગાયોના પેટે તમે ગોધલા થઇને, જાશો ધારાળાને તઇ
એ ત્રણુમો.

હળેજ જોડશેને ગાડેય જોડશે, શી રીતે રહેશે.ા તે સઇ
ગુરૂ પરતાપે ગાવે ભગત રાજ; ખોટુ લગાડશો નઈ
એ ત્રણુનો.

## ભજન નં. ૩

(ભજન તળીયાનું ને રાગ ટોચેનો)

સુણુજો સોનીની વાતુ, એમનું જબર ચાલે કાતુ
સોની કહે અમે સોનુજ ચોરીએને, કથીર ચોરીએજ નઇ
અમે તેવાને અમે ગોથુ ખવાડીએ, આંખ મીચતાની મઈ
એ ત્રણુનો.

હાથમાં રાખે છે ચીપીઓને મોં રાખે છે ભુંગળીનીમઇ
આંખ્યો મીચીને ફુંકવાજ માંડે; એને પ્રભુતણો ડર નઈ
એ ત્રણુનો.

મુખ થકી બહુ મીઠુ બોલે પણ, શુરતા શઘડીની મઈ.
શુ ના ચ ગે તો રતી ઢોળીદે, પણ ચોખ્ખુ તો આલેજ નઈ
એ ત્રણુનો.

બ્રાહ્મણુ ક્ષત્રી વૈશ્ય શુદ્રોને લુટયા કોઇનેય છોડયાજ નઈ
સગી બહેનનુ જેણે સોનુ ચોર્યું તે બીજાને છોડશે નઈ
એ ત્રણુનો.

આ જગતમાં ત્રણેએ ચોર છે, વાણીયો સોની ને સઇ
દેશ બધાને લુટી ખાધો, પણ તેની ખબર નવ રઇ,
એ ત્રણનો.

લોભરૂપી વાણીઓ, મોહરૂપી દરજી, કપટરૂપી સોની સઇ
ગુરૂ ગમ લેઇને ગોતી જોશો તો એ જડશે કાયાની મઇ
એ ત્રણુનો

ગુરૂ પરતાપે ગાવે ભગતરાજ, જુઠુ કોઇ માનશો નઈ,
આ શીખામણુ કાઢે અલેખે તેની બાવડી બુડી ગઇ.
એ ત્રણુનો.

આવાને આવા જ્ઞાન સાથે ગમ્મત આપનારાં તાલ સુરનાં સાચાં આ ચાલુ જમાનાનાં ભેદી ભજનો વાંચવાં હોય તો ખુબીનો ખજાનો મંગાવો કીં. રૂ.રાા

# રમુજી ટુચકા. નં. ૧

કયું હો રામરતન ભૈયા અભી આપ કહાંસે આયે? ભાઇ અભી તો આયા એક ભાડભાઉ ભૈએકી મઇયત મેસે. અરે ઉસકુકયાભયા એકદમ બઇઠા બઇઠા મર ગયા અરે કાહેસેં મરગયા? ઉસ્કુ સાપનને કાટા. ભલા કહાં કાટા અરે ઉસ્કી નાકન પર ચાર અચ્છા હુવા કે આંખન બચ ગઇ ભાઇ ફીર ઉસ્કુ કહાં પર ગાડા! ગુલરવા કે દરખત નીચું અચ્છા બીચારા પડા પડા પકે પકે ગુલર વાતો ખાયગા. ( ગુલરવાનુ દરખત એટલે ઉમરડાનું ઝાડ. )



# ટુચકા નંબર નં. ૨

એક વાણીઓ પોતાના સોળ વરસના પાટવી દીકરાને દુકાન સોંપીને ઘેર ખાવા ગયો અને દીકરાને કહેતો ગયો કે મારી ગેરહાજરીમાં જો કોઇ ઘરાક આવે તો તેને સંભાળીને સોદો આપજે. વાણીઆના ગયા બાદ થોડીવારે એક માણસ બશેર તેલ માગ

તેવડો મોટો સીસો લઇને આ શેઠની દુકાને આવ્યો અને પેલા છોકરાને કહ્યું કે ભાઇ આ સીસામાં બે પૈસાનું મીઠું તેલ આપ. કહી બે પૈસા તે છોકરાના હાથમાં મુકયા. છોકરાએ ઝટ દઇને તે પૈસા ગલ્લામાં નાખ્યા અને પેલા ઘરાકને પુરેપુરો સીસો તેલથી ભરી દીધો. તેવામાં તેનો બાપ આવી પહોંચ્યો. અને પુછયું કે ભાઈ કેટલાનું તેલ આપ્યું છોકરે કહ્યું બાપા બે પૈસાનું. આવુ સાંભળતાંની સાથેજ વાણીઓ તો એકદમ હબકી ગયો, અને એકદમ ગુસ્સે થઇને દીકરા ને કહેવા લાગ્યો કે બેવકુફ બે પૈસામાં આટલુ બધું તેલ અપાય. સોળ વરસનો સોમલો થયો તોય તારી અકકલ કયાં બળી ગઇ છે. છોકરે જુવાબ દીધો કે બાપા તમે પણ મારાથી બેવડા બેવકુફ જણાઓ છો કે વાંક ગુન્હો તપાસ્યા વીના ખાલી મનેજ વઢો છો અને ઘરાકને તો કશું કહેતાજ નથી. મોટો વાંક તો એ ઘરાકનોજ છે કે જયારે એને બે પૈસાનું તેલ જોઇતુ હતું ત્યારે એ જાણી જોઇને મોટો શીસો કેમ લાવ્યો માટે વાંક માત્ર એનોજ છે બાપ દીકરાની આ બુદ્ધિ જોઇને મનમાં ને મનમાં બળી મુઓ.



એક માણુસ હોટલમાં ચા પીવા આવ્યો હોટલ વાળે ચાનો કોપ ભરીને તેના મોં આગળ મુકયો. તેવામાં તે ચામાં એક માખ પડી, તે જોઇ પેલા માણુસે કહ્યું કે ભાઇ આ ચાના કપમાં તો માખ આવી છે. હોટલવાળે જુવાબ દીધો કે ભાઇ એ પૈસાની ચામાં માખ નહી આવે તો શુ હાથી ઘોડો આવે માટે ધીરે રહીને કાઢી નાખો અને ચા પી જાવ અને બે જઇ આપી સીધા થાવ.

---

ડસ્ટુર એકદમ દુરથી ડોરતો ડોરતો આવીયો અને આંખ પાની ભરીને બોલીયો કે માઇજી માઇજી આપરો પેસ્ટન કુવામાં પરી ગિયોચ. મરેરે બે ઘરી બેસવાનો બી કરાર નહી· લાવટો પેલી ચોપરી ટેમાં હું જોઈ કહાડું કે પાનીમાં ડુબટા માનસને કેવી રીતે બચાવવું જોઇએ.

---

નવ વાગે નીસો ચઢયો કે સીસો ધબ દઈને હાથમાંથી નીચે પડયો અને ફુટી જતાં ખણુણુ લઇ અવાજ થયો. એટલે બાબુજીએ જાણ્યું કે કોઇ સગ્રી

વદની આવીને પગે પડી અને તેના હાથનીજ બંગડીઓ ખખડી, તેમ ધારી ભાઈજી મન મનાવા આવેલી માનુનીને કંઠે ભેટવા નીચા નમ્યા. અને પલંગમાંથી એકદમ હેઠા પડ્યા. ને હાથના કાચની કરચો પેસી ગઇ. અને પુષ્કળ લોહી નીકળ્યું. એટલે તુરતજ ભાન આવ્યું કે આતો શશીવદની નહી પણ સીશો કે ઝટ ઉતરી ગયો નીશો.

---

કેમ મીસ્ટર આટલી રાત્રે સ્ટેશને. કાં મેલમાં જવું છે કે શું ? ભાઇ મેલમા જો જવું હોત તો દીવસેજ ન જાત. આ તો ખીસ્સાના છઇએ ખાલી, એટલે રાતની ટ્રેન ઝાલી ચાલો એ પણ ઠીક કર્યું.

---

બદમાસ આટલી નાનાં ઉમ્મરમાં ખીસ્સાં કાતરવાનો ધંધો કરે છે તો તને સજા કેમ ન કરવી જોઇએ સાહેબ મારો બાપ બુઢ્ઢો થયો છે છતાં લોકોની બકરીઓ ઉઠાવી લાવીને વચી ખાય છે માટે પહેલો તેને તો પકડો. પછી હું તો બુંજ.



કોણુ જાણે આ ચ્હામાં શું ચમત્કાર છે કે લોકોને આટલી બધી તેની ચાહના વધી પડી છે? ભાઇ કેમ ના વધી પડે જુવો તેમાં દુધને સાકર ભારોભાર છે. પણ જો હવણાં કાળીજીરી કરીઆતુ અને કડવો લીમડો એ ત્રણે ભેગાં ઉકાળીને જો તેની ચ્હા બનાવવામાં આવે તો પછી ચૌદેય લોકોમાં કોઇને ચ્હા ન ભાવે. ભાઇ ગુજરાતી તો એટલુંજ સમજ્યા છે કે ગળ્યુ એજ ગળ્યુ અને બીજુ બધુય બળ્યું.



વીશીને ખાટલે વરધભાઇ પોઢ્યા. અને ત્યાં આવીને એકદમ ઉકાજીએ ઉઠાડ્યા. ને પુછ્યું કે પેશાબ કરવાની જગ્યા ક્યાં છે. પેલા સમજ્યા કે મારૂં ગામ પુછ્યું, તેમ ધારી તરત બોલ્યા કે જંબુસર પેશાબથી નિવાર્ઇ રહેલા ઉકાજી સમજ્યા કે ચંબુભર. એટલે તુરતજ તેમણે પલંગ નીચે પડેલો પાણીનો ચંબુ પેશાબથી ભરી દીધો. કોણુ જાણે પછી એ તે કોઇએ પીધો કે ઢોળી દીધો તે જાણુતા હો તો કહેજો નહીતો ખુબીનો ખજાનો લેજો એટલે ખબર પડશે.



જો બેટા હુ તને છાની શીખામણ આપું છું કે તારી મા જયાં જયાં જાય ત્યાં ત્યાં તારે તેની સાથેજ જવુ. અને પછી તે બધી વાત આવીને મને કહેવી. ના બાપા એ વાત તો હુ તમોને નહીજ કહુ. કારણકે મારી મા મને તેડી જાય છે ત્યાંતો આબંદા બેઠાબેઠા બદામ પીસ્તાં ખાય છે. હાયરે બાપ કોઇ ગાંધીએ ઘર ઘાલ્યું. ના બાપા આ તો મગના મોચીએ આલ્યુ. તેનુ કેવુ વગોણુ ચાલ્યુ તે અન્ય બુકમાં આવશે.

---

## ( પુકત ઉમ્મરે પહોંચેલો ઉલ્લુ, )

એક બીમાર માણસને દવા આપતી વખતે ડાકટર સાહેબે કહ્યું કે તમે ઘેર જઇને આ દવા પાણીમાં લેજો આ બીમાર ઉલ્લુ ઘેર આવી એક પાણીનું મોટું ટપ ભરાવી અંદર ગળા સમાં પાણીમાં બેસીને દવા પી ગયો.



## ( ગપ્પીઓની કોનફરંન્સ. )

# એક કન્ટી કવિતા.

રાગઃ–ગપ્પીદાસના મોં જેવો,

ગપ્પીને ઘેર ગપ્પી ગયા, કહે સાંભળો ગપ્પીજી.

બાર હાથનું બીજો રૂ ને મઇ તેર હાથનું બી,
કોળુ દશ કળશીનું એક તે, મેં મારી નજરે ભાળ્યું,
સવાસાઠ મણુથયું શકરીયું, નવ મણુનું મરચુ ન્યાળ્યું.
ત્યારે ગપ્પીજી કહે વાતગજબની, સુણોએક બ્યાશી મણુનો
અગીઆર કળશીનો એક ભેંડો બોજ બસો મણુ બે ગણુનો
ત્યારે અનધર ગપ્પી કહેએક દીન હું તો અમદાવાદ ગયો
ઇસ્ટેશનથી ઉતર્યો એવો, વીશીમાં જઇ રાત રહ્યો,
વાળુ કરીને સુતી વખતે વીશી વાળે માંડી, વાત
કહે મેં દીઠો કેળનો કાંટો, લાંબો એકસોએંશી હાથ,
ત્રણ ટુકડા થયા તેહના, તે પર વશી ગયાં ત્રણ ગામ,
પછી બન્યુ શું તે સાંભળજો; વીસ્તારીને કહું તમામ,
ખાંખારો ખાઈ બોલી ઉઠયો, એવામાં બીજો ગપ્પી,
સાંભળજો યારો સંભળાવુ, હું પણ તમને વાત નવી,
એક નારી મેં એસી દેખી, ઉંચી અષ્ટ પહાડીકા;
ચઉદે ગજકા ચુડલા પહેરે; અંત ન આયા સાડીકા,
સો મણુ કચ્ચા સો મણુ પકકા; ખાગઇ બેંગણુ બાડીકા
હલતે ચલતે પાણી પી ગઇ, મહાસાગરકી ખાડીકા;
ઉઠત બેઠત મુતન બેઠી; પુલ ફટાજ લુવારીકા;
બાર હાટ બણીએ કે બ્હે ગઇ ચૌદા ઘર ભઠી આરીકા
તોય બીચારી ભુખી પ્યાસી; એસી નારી હમ દેખી;
બાત જરાસી બતાઇ તુંમને; ઉસ્મે કયા કરતે શેખી;

### દોહરો.

અણ દીઠી અણ સાંભળી; અણ વીતી અણ કહેણ:
સાંભળજો શ્રોતાજનો; વજન ભરી આ વેણ.

વિશેષ ટોનીક અને પેટ પકડીને હસવા લાયક ચમત્કારી વાતો વાંચવી હોય તો ખુબીનો ખજાનો ખરીદો કીં. રૂ ૨॥



## સજજનોને સ્વાલ,

### એક ખુબી ભર્યો ખ્યાલ.

આકાશ; ધરતી; અગ્ની; પવન; જળ પાંચે કરે ઝઘડા ભારી;
કોણ નાનુ મોટુ પાંચોમાં; દો જુવાબ જોઈ હોશીઆરી.

સ્વાલ ૧.

અગ્નિ કહે હું રહુ પાણીમાં, મારી માયા છે સારી,
બીજી અગ્નિ કહે રહું સુરજમાં; મારા તેજની બલીહારી;
ત્રીજી અગ્નિ કહે રહુ શરીરમાં: ચલાવુ કાયા અહકારી;
ચોથી અગ્નિ કહે રહુ જગતમાં, ઘરોઘરે છાયા મારી;
જીવન મરણની હું છું સાથી; અંતે પણ મુજથી યારી.

—કોણ.

સ્વાલ ૨.

ધંધુકારમાં વાયુ કહે છે; જુજ પવન ચલાવુ છુ;
બીજો પવન છે શ્વાસ આ મારી; ઘટઘટ માંય સમાવુ છુ.
ત્રીજો પવન ચાલે દુનીયામાં; ગુણીજનને સમજાવુ છું,
ઘડીમાં પુર્વ ને ઘડીમાં પશ્ચિમ; એવો નાચ નચાવુછુ,
મારા વગર સઘળું અટકી રહે; મારાથી સૃષ્ટી સારી.

—કોણ.

સ્વાલ ૩.

ધરતી કહે કે મારા જેવો; કોણ ધરે બીજુ શણગાર;
વિન્ધાચળ ઉદ્યાચળ પ્રોણું; હીમાચળનો મુજ પર ભાર;
કઇલાસ પર્વત ધોરીન્ધરા, અને સદાશીવ રહે છે કેદાર
અઢારસો ભાર વનસ્પાતે, સૌ જીવજંત રહે છે સંસાર
માટીનો છે મહીમા મોટો, માટીનાં નર ને નારી.

—કોણ,

સ્વાલ ૪

પાણી કહે હું જગત રચી દઉં તે તમને પરકાશ કરૂ.
જીવ જંત પંખી પંખેરૂ, સોના ઘટમાં વાસ કરૂ,
પળમાં મેઘ થઇને વરસુ, અન વન ફળ ફુલ ઘાસ કરૂ,
પળમાં સૌ પર કરૂમહેરને, પળમાં સહુંનો નાશ કરૂ,

•દી નાળાં ને તળાવ કુવા તર, મારાથી સહુકુલ કયારી.
—કોણ.

સ્વાલ ૫

આકાશ કહે કે સમજો ભાઇઓ, ચારે તમો મુરખ પ્યારા
મારા બદન પર ખીલી રહયા છે, રવી ચંદ્ર નવલખ તારા
દલ બાદલ છે મારા ઉપર; ધર્યાં ઇન્દ્રે જો નગારા,
સમજો શુ ગ્રી ગુણવાન વળી છે, ચઉદ લોક ઉપર મારા,
પ્રથમ ધુણી મડાણુ મારાથી, શું કહું ઝાઝુ વીસ્તારી,
—કોણુ

## ( એક આફલાતુન એડવરટાઇઝ. )

રાગ—કંન્ડમ કવિતાનો.

કાણુબી એ કાનમ જીલ્લાના; ચરોતરના પણ ચાર પટેલ.
એ સીકસ જણા ચાલ્યા સંગાથે, કલકત્તાની કરવા સેલ.
રસ્તે જાતાં શુ શું બનીયુ, બહુ અજબ છેએ સૌ બ્યાન
ખુબી તણા ખજાના માંહો, આપણુ સઘળું છે આખ્યાન.
દામોદર દરજી એક દહાડો, દરશન કરવા ગ્યા ડાકોર,
દરશન કરીને પાછા ફરતાં, રસ્તે ચાર મળ્યાતા ચોર,
જપાજપી જબરી થઇ તેમાં, મેરઇને બહુ પાડીઓમાર
કોગની એબલ કેશ બન્યો તે. અન્યબુકમાં પડશે બહાર,

## જાહેર ખબર.

દસ વરસ કામરૂ દેશમાં રહી પુર્ણ અનુભવ મેળવીને આવેલા મહાત્માશ્રી બ: બ: બ્રહ્મચારી દુધાધારી શ્રી આનંદસ્વરૂપજી મહારાજના તરફથી જંગલની અનુભવસીદ્ધ જડીબુટ્ટીઓ અને પહાડોની વનસ્પતિમાંથી શોધન કરીને બનાવેલાં પ્રસદ્ધીરૂપ અને ચમત્કારીક રામબાણ ઔષધો.

### ધાતુ સ્થંભન ગુટીકા.

ખરાબ કુટેવોથી તેમ અતીશય ભોગ ભોગવ્યાથી ધાતુમાં બીગાડ થયો હોય અથવા ધાતુ પાતળી પડી ગઇ હોય તેમ બીલકુલ ટકાવ ન થતો હોય, તો આ ધાતુસ્થંભન ગુટીકાનુ શેવન કરવાથી ગમે તેવો નીરમાલ્ય પુરુષ પણ પાછો પુરષાતનમાં આવી જાય છે. આ દવા નથી પણ મહાત્માજીની એક દર્દીઓને દુવા છે, દવા ખાનારને કોઇ જાતની કરી પાળવાની જરૂર નથી. ફકત એકજ વાર મંગાવીને ખાત્રી કરો. લખો. રાવ—કવી નડીઆદ.

### ખાસ સ્ત્રીઓને માટે. પ્રદર વિનાશક.

પ્રદર રોગ એટલે ધાતુ જવી અથવા સફેદ પીળું લાલ અને મળગુગળુ પાણી પડવુ; કમરમાં ચસકા આવવા, હાથો પગોમાં તેમ બરડામાં કળતર થવું. શરીરમાં સાંધા દુખવા, વીગેરે તમામ દર્દોને આ દવા

એકદમ મટાડીને રૂતુને નિયમીત લાવે છે. વળી રોગને લીધે નરમ થઇને લબડી પડેલી ચામડીને સંકોચીને કઠણુ અને સુવાળી બનાવે છે. વળી ગમે તેટલી કસુવાવડો થયેલી હોય, સંતાન ન થતું હોય, તેને પણુ આ દવા દુવારૂપ થઇ પડે છે. વળી આ દવાની એકજ ડબ્બી વાપરવાથી શરીર બહુજ આબાદ રહી સંસાર સુખની મઝા બતાવે છે આ દવાથી હજારો સ્ત્રીઓને આરંમ થઇ ગયો છે. વળી કોઇ સ્ત્રીને કોઠે રતવા હોય શરીરમાં તેમ મગસમાં ગરમી હોય, તેમ વીસફોટીક, ચાંદી, અથવા લોહીવા વીગેરે ગમે તેવા શરીરના ચેપી રોગોને આ દવા એકદમ આરામ આપે છે આ પ્રદરવીનાશક પીલ્સ દર્દીઓ વાપરે છે તો દર્દ મટી જાય છે. અને બીન દર્દીઓને સંસાર ભોગની ખુબ લેજત આપે છે. વળી આ ઓષધી તીબેટના લામા ગુરૂઓની શોધન કરેલી છે. માટે એકજ વખત હમારી આ દવાની ડબ્બી ખાસ ધ્યાન દઇને મંગાવીને વાપરી જુઓ. એટલે તમોને ચોકદસ ખાતરી થશે. અજમાયશ માટે એક વખત વાપરવાને હમો ખાસ ભલામણુ કરીએ છીએ. ડબી ૧ ની કીંમત રૂ. ૨ા લખો.

રાવ કુવી. મુ. નડીઆદ. નવા ભાટવાડા.

## ચમત્કારી તાવીજ.

દસ વરસ કામરૂ દેશમાં રહી મંત્રજંત્રની પુર્ણ માહીતી મેળવીને આવેલા બં બં બ્રહ્મચારી, દુધાધારી આનંદસ્વરૂપજી મહારાજ તરફથી પરોપકાર અર્થે નીકળેલું, પ્રસાદીરૂપ તાવીજ. આ દેવતાઈ તાવીજ રાત દીવસ પાસે રાખવાથી તન બળ અને મનોબળ પ્રતીદીન વધતું જાય છે. અથવા કોઇપણ જાતનું વળગણ તથા ગમે તેવી કરડી નજર અથવા હૃદયમાં કોઇપણ જાતના ઉત્પન્ન થતા ભયનો નાશ કરે છે. વળી રોજગારમાં બરકત આપે છે. વળી આ તાવીજ ધુપ દઇને પાસે રાખવાથી સભામાં માન મળે છે અને કદી નહી ચાહનાર દુશ્મન તે પણ ચાહના કરે છે તેમ રાત્રે ખોટાં સ્વપ્નાં આવવાં અથવા ચકલાં અંડાળવાં અથવા કુંડાળામાં પગ પડવો, અથવા કોઇએ કરેલો જાદુમંતર વીગેરે કશાનો પણ ડર રહેતો નથી. કારણકે આ તાવીજ ખાસ કામરૂ દેશનો જંત્ર છે વળી પાસે રાખવાથી મન ધાર્યું કાર્ય પણ બને છે. એકવાર અજમાવી ખાત્રી કરો. કીમ્મત ફકત રૂ. ૩ા મોકલી આપનારને તેમની ઇચ્છા મુજબ તાવીજ બનાવી મોકલવામાં આવશે. લખો.

રાવ કવી. મુ. નડીઆદ. નવા ભાટવાડા.

## ઝેરી ઉંદરની રામબાણ દવા.

## સ્વ બ્રકેરા વૈદરાજ નારણભાઇની પ્રસાદી.

અમે જણાવવાની રજા લઇએ છીએ કે સારા ગુજરાતમાં ઝેરી ઉંદરની રામબાણ દવાથી સુપ્રસિદ્ધ થયેલા અમારા સ્વ જ્ઞાતી બંધુ નડીઆદના બ્રકેરા વૈદ નારણભાઇ બળવંતરામ પોતાની ઝેરી ઉંદરની દવા તેમની હયાતીમાંજ ગુરૂ ભાવે હમને સીખવી ગયા છે. માટે જેમને ઝેરી ઉદરની દવા કરાવવી હોય તેમણે હમોને નીચેના સીરનામે લખવું.

**શ્રી નગદનારાયણ ઔષધાલય.**

ઠે. ગીરગામ બેક રોડ મુગભાટલેન મુંબઇ નં. ૪

---

## એક નવીન જાહેર ખબર.

હમારી દુકાને સોલાપુરીને પણ છકકડ ખવરાવે તેવો સ્વાદીસ્ટ ચેવડો તેમ ભાવનગરીને ભુલાવી દે તેવા પોચા ગાંઠીઆ તથા મસાલેદાર તળેલી દાળ, તીખી અને મોળી ફ્રસ્ટકલાસ પાપડી તેમ જાડી અને ઝીણી તાજી સેવ વીગેરે ખાસ ચોકખા અને તલના તેલમાં બનાવેલી ચવાણાની ચીજો હમારે ત્યાંથી તૈયાર મળશે. વધુ માલ લેનારને ઓર્ડર પ્રમાણે મુદતસર જોઇએ તેટલો માલ પુરો પાડી આપવામાં આવશે.

માલીક. કંદોઇ પુરૂસોતમ પુંજાલાલ ચેવડાવાળા.

ઠે. સુલતાનપુરા સામે. કંસારાઓળ મુ વડોદરા.

---

# જાહેર ખબર

નડિઆદમાં ઇલેક્ટ્રીક ઢબે દર સોમવારે પ્રગટ થતું

## બાણાવળી

તંત્રી અંબાઇદાસ પટેલ રામોલકર.

બાણાવળીમાં શું જોશો ?

હસો બસ હસો

મુખ્ય લીડર ને તંત્રીનુ ટેબલ, ટુંક વાર્તા સાથે ચાલુ વાર્તા તો ખરીજ. કાકાનો કડાકો અને લબ્બાની લેજત શહેર સમાચાર અને બાણાવળીના ટંકાર સુંદરી સંઘના પ્રશ્નો અને અન્ય હાસ્યમય સ્કેચો વીગેરે.

વાર્ષિક નોછાવર રૂ ત્રણ ફક્ત અને બીજા તેર આના લઇ એક માસમાં ચાર વખત સેવામાં રજુ થાઉ છું ને ૫ મા દરીઆ પારના ચાર હજાર ગાઉની મુસાફરી કરું છું ૧૨૮ કોપી ખુદાબખસ

લખો બાણાવળી પત્ર

નડીઆદ ગુજરાત

# જાહેર Warning.

આ પણ General જાહેર ખબર છે. Once more વાંચો સજ્જન
ખુબીનો This અજબ ખજાનો ખરીદવાનું થાશે મન
અઢી Rupees છે Price of This ખુબી તણા ખજાનાના
જેમાં હાસ્ય પ્રકાશક All History General લેખ જમાનાના
Universe વિષે તો આવી Another Book મળે નહિ યાર
કીમ્મત ખરચી ખરીદી લઇને Please Look inside લગાર
Wonderful બહુ લખી વારતા થોડા Positionનો પ્લોટ
અડધાં મહીં ઉસ્તાદી બીજાં Little ગાયન (લોટે) Lot
Is This પુસ્તક ઓર તરેહનું બહુ વાંચ્યાની પડશે બહાર
કીમ્મત ખરચી ખરીદી લઇને Please Look inside લગાર
Comic & Funful કવાલી Film લખી જેમાં First class
તમામ જાતની Tonic Stories Please Read you oneTime
ખાસ
Very Good ગઝલો છે ગેબી Patent Poetries અપાર
કીમ્મત ખરચી ખરીદી લઇને Pleae Look inside લગાર.

રૂકત કીં રૂા. રા.

લખો:—રાવ કવિ–નડીઆદ.